હર દર્દકી દવા હૈ, સલ્લિ અલા મુહમ્મદ;
તઅવીઝે હર બલા હૈ, સલ્લિ અલા મુહમ્મદ.
જો દર્દ લા દવા હો, ઈસે ઘોલ કર પિલા દો,
કયા નુસખએ શિફા હૈ સલ્લિ અલા મુહમ્મદ.

## આપની સમસ્યાઓનો ઉકેલ

# દુરૂદ શરીફમાં




સંપાદકો

અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)

મૌલાના મુહમ્મદ યૂનુસ મુનશી, ફલાહી

મુહમ્મદ બશીર અઘાડી (મુંબઈ)

હર દર્દકી દવા હૈ, સલ્લિ અલા મુહમ્મદ;
તઅવીઝે હર બલા હૈ, સલ્લિ અલા મુહમ્મદ.
જો દર્દ લા દવા હો, ઈસે ઘોલ કર પિલા દો,
કયા નુસખએ શિફા હૈ સલ્લિ અલા મુહમ્મદ.

## આપની સમસ્યાઓનો ઉકેલ

# દુરૂદ શરીફમાં

- સમસ્યાઓનું તેર અલગ વિભાગોમાં વિભાજન,
- સમસ્યાઓની વિસ્તૃત અનુક્રમણિકા,
- સરળ ભાષા, સાદી શૈલી અને આસાન રજૂઆત,

એ આ કિતાબની ખાસ ખૂબીઓ છે.

**સંપાદકો**

અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)
મૌલાના મુહમ્મદ યૂનુસ મુનશી, ફલાહી (વલસાડ)
મુહમ્મદ બશીરભાઈ અઘાડી (મુંબઈ)

**છાપકામ અને વેચાણ વ્યવસ્થા**

મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી
'હિદાયત આર્ટ'
સગરામપૂરા, તલાવડી, સૂરત
Mobile No. : 099740 34310

**પ્રકાશન વર્ષ**

રજબ–૧૪૪૦ હિજરીસન મુતાબિક
માર્ચ–૨૦૧૯ ઈસ્વીસન

**કમ્પોઝીટર**

મૌલવી મુહમ્મદ યૂનુસ મુન્શી, ફલાહી (વલસાડ)

**કિતાબ મળવાના સરનામા**

❶ **ચોકસી મુહમ્મદ હબીબ એન્ડ બ્રધર્સ**

૩ / ૧૮૯, ૧૯૦, ઘાંચી શેરી, નેશનલ ડેરી સામે,
ટાવર રોડ, સૂરત – ૩૯૫ ૦૦૩
મોબાઈલ : 093745 06031

❷ **ચોકસી મુહમ્મદ સલીમ એન્ડ બ્રધર્સ**

૩ / ૧૩૫, પીપલ્સ બેંકની બાજુમાં, નવાપુરા,
પારસી શેરી, મેઈન રોડ, સૂરત – ૩૯૫ ૦૦૩
મોબાઈલ : 097120 80001

❸ **મુહમ્મદ બશીર એચ. અઘાડી**

૨૨, રેડ ક્રોસ સ્ટ્રીટ,
૪ / ૧૨, નાઝનીન બિલ્ડિંગ,
અગ્રીપાડા, મુંબઈ – ૪૦૦ ૦૧૧
મોબાઈલ : 098696 51700

❹ **મુહમ્મદ ઝહીર મુહમ્મદ બશીર અઘાડી**

A-401, અલ નૂર રેસીડેન્સી,
ન્યુ રાંદેર રોડ, અડાજણ પાટિયા, સૂરત – ૩૯૫ ૦૦૩
મોબાઈલ : 095372 27400

## અલ્લાહ તઆલાનું ફરમાન

કુર્આને મજીદમાં ઈરશાદ છે :

اِنَّ اللّٰہَ وَمَلٰٓئِکَتَہٗ یُصَلُّوْنَ عَلَی النَّبِیِّ ط
یٰۤاَیُّھَا الَّذِیْنَ اٰمَنُوْا صَلُّوْا عَلَیْہِ وَسَلِّمُوْا تَسْلِیْمًا ط
(سورۂ احزاب:٥٦)

[બેશક, અલ્લાહ તથા તેના ફરિશ્તા નબી પર રહમત મોકલે છે તો હે ઈમાનવાળાઓ ! તમે પણ તેમના ઉપર દુરૂદ મોકલો અને ખૂબ વધારે સલામ મોકલો.] (સૂરએ 'અહઝાબ' : ૫૬)

### દુરૂદે ઈબરાહીમી

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی اٰلِ مُحَمَّدٍ کَمَا صَلَّیْتَ عَلٰی اِبْرَاھِیْمَ وَعَلٰی اٰلِ اِبْرَاھِیْمَ اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ.
اَللّٰھُمَّ بَارِکْ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی اٰلِ مُحَمَّدٍ کَمَا بَارَکْتَ عَلٰی اِبْرَاھِیْمَ وَعَلٰی اٰلِ اِبْرَاھِیْمَ اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય–ત અલા ઈબ્રાહી–મ વ અલા આલિ ઈબ્રાહી–મ ઈન્ન–ક હમીદુમ મજીદ.'**
**'અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા બારક–ત અલા ઈબ્રાહી–મ વ અલા આલિ ઈબ્રાહી–મ ઈન્ન–ક હમીદુમ મજીદ.'**

# કેટલીક જગમશહૂર નઅત શરીફ

## [૧] મૂળ અરબી અશઆર

વ અહ–સ–ન મિન–ક લમ ત–ર કત્તુ અયની,
વ અજ–મ–લ મિન–ક લમ તલિદિન નિસાઅઉ.
ખુલિક–ત મુબર્ર–અમ્મિંગ કુલ્લિ અયબિન,
ક અન્ન–ક કદ ખુલિક–ત કમા તશાઉ.

– હઝરત હસ્સાન રદિયલ્લાહુ તઆલા અન્હુ

### ગુજરાતી કાવ્ય રૂપાંતર

જોયા નથી કદી મારી આંખે, કોઈ આપ કરતાં હસીનતર;
જન્મયા નથી કદી નારી કૂખે, કોઈ આપ કરતાં જમીલતર.
પૈદા થયા છો આપ સર્વ ઐબોથી પાક અને પવિત્રતર;
પૈદા થયા છો આપ જાણે આપની ખ્વાહિશ પર.

## [૨] મૂળ ફારસી અશઆર

બ–લ–ગલ ઉલા બિ કમાલિહી,
ક–શ–ફદ દુજા બિ જમાલિહી;
હસુનત જમીઉ ખિસાલિહી,
સલ્લૂ અલયહિ વ આલિહી.

– હઝરત શૈખ સઅદી રહમતુલ્લાહિ અલયહિ

### ગુજરાતી કાવ્ય રૂપાંતર

અલ્લાહ અર્પિત કાબિલિયતથી પામ્યા સર્વોચ્ચ મકામ,
રોશન ચહેરાથી આપના થયા દૂર અંધારા તમામ.

પ્યારા–પ્યારા, ન્યારા–ન્યારા, અખ્લાક આપના તમામ;
આપ પર અને આપની ઔલાદ પર અપાર દુરૂદો સલામ.

[૩] મૂળ ફારસી અશઆર

યા સાહિબલ જમાલિ વ યા સચ્યિદલ બશર;
મિંવ વજહિકલ મુનીરિ લકદ નુવ્વિરલ કમર.

લા યુમ્કિનુષ્ષનાઉ કમા કા–ન હક્કહૂ,
બઅદ અઝ ખુદા બુઝુર્ગ તૂઈ કિસ્સા મુખ્તસર.

– હઝરત અલ્લામહ અબ્દુર્રહમાન 'જામી' (રહ.)

ગુજરાતી કાવ્ય રૂપાંતર

હે સૌંદર્યના શહેનશાહ મખ્લૂકના સરદાર;
ચહેરાથી રોશન આપના થયો ચંદ્ર રોશન અપાર.

શાયાને શાન આપની પ્રશંસા શું થઈ શકે !
અલ્લાહ પછી મહાન છો, બસ વાતનો ટૂંકસાર.

[૪] મૂળ ફારસી અશઆર

મૂસા ઝે હોશ રફત બયક પરતવે સિફાત,
તૂ ઐન ઝાત મી નિગરી વ તબસ્સુમી !

– હઝરત શયખ ફઝલુલ્લાહ સુહરવરદી રહમતુલ્લાહિ અલયહિ

ગુજરાતી કાવ્ય રૂપાંતર

મૂસા થયા બેહોશ તજલ્લીની ફકત એક ઝલકથી,
આપ ઝાતે હકને જોતા હતા, છતાં હોઠો પર હતી મુસ્કાન.

– ચારેય નઅત શરીફનું ગુજરાતી કાવ્ય રૂપાંતર કરનાર
– અબ્દુલકાદિર ફાતીવાલા

**સમજૂતી :**

● ચોથી નઅત શરીફમાં બે મશહૂર બનાવો તરફ ઈશારા છે.

(૧) તૂર પર અલ્લાહ તઆલાની તજલ્લીની ફકત એક જ ઝલક જોઈને હઝરત મૂસા અલયહિસ્સલામ બેહોશ થઈ ગયા હતા.

(૨) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે શબે મેઅરાજમાં, અર્શે મુઅલ્લા પર અલ્લાહ તઆલાની નજીક જઈ મુલાકાત કરી, અલ્લાહ તઆલાની અયન ઝાતે પાકના દીદાર કર્યા, અલ્લાહ તઆલાની સાથે વાતચીત કરી અને છતાં આપ સતત મુસ્કુરાતા રહ્યા !

● કુર્આન શરીફમાં સૂરએ 'નજમ'માં આયત નંબર : ૯ અને ૧૭ માં એનો ઉલ્લેખ નીચે પ્રમાણે થયેલો છે :

(૧) '<u>કા–બ કવસયનિ અવ અદના</u>' (આયત નંબર : ૯)

તો (અલ્લાહ તઆલા અને એના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની વચ્ચે) કમાનના બે છેડાઓ જેટલું અંતર રહ્યું. (બન્ને એટલા નજીક થયા).

(૨) '<u>મા ઝાગલ બસરુ વ મા તગા</u>' (આયત નંબર : ૧૭)

(અલ્લાહ તઆલાને જોવામાં એના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ)ની નઝર આમ–તેમ હટી પણ નહિ, અને ન હદથી આગળ વધી.

● અર્શે મુઅલ્લાની સરહદ જયાંથી શરૂ થાય છે ત્યાં નિશાની તરીકે સિદ્રહ (ઝાડ) છે તેને સિદ્રતુલ મુન્તહા કહે છે.

● એનાથી આગળ જવાની કોઈ પણ મખ્લૂકને મનાઈ છે.

● ફરિશ્તા પણ મખ્લૂક છે એટલે હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ અહીં અટકી ગયા અને ફરમાવ્યું :

**અગર યક સરે મૂએ બરતર પરમ,**

**ફરોગે તજલ્લી બ સોઝદ પરમ.**

[જો હું અહીંથી એક બાલ બરાબર પણ આગળ વધીશ તો અલ્લાહ તઆલાના નૂરની પ્રચંડ ગરમી મને બાળીને રાખ કરી દેશે ! ]

- એટલે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એકલા આગળ ગયા અને અલ્લાહ તઆલાની મુલાકાત, દીદાર અને વાતચીત કરી.
- હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની મહાન ઝાતે અકદસ સિવાય મખ્લૂકમાંથી બીજા કોઈને પણ આ શર્ફ (બહુમાન) અને સઆદત (ખૂશનસીબી) મળ્યા નથી.
- કુરબાન જાઓ આ શએરના રચયતા હઝરત શયખ ફઝલુલ્લાહ સુહરવરદી રહમતુલ્લાહિ અલયહિની ભવ્ય કાવ્ય શકિત પર કે આપે ગણતરીના થોડાં સીધા સાધા શબ્દોમાં કેટલા મહાન બનાવો અને રહસ્યોને સમાવી લીધાં છે ! સુબ્હાનલ્લાહ !
- જે દિવસે આપે આ નઅત રચી તે રાતે અલ્લાહ તઆલાના નબી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમને આપે ખ્વાબમાં જોયા.

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે આપને ફરમાવ્યું :

"આજે તેં જે કસીદા રચ્યો છે, તેમાંથી આ પંકિત મને બહુ ગમી છે."

- મહાન ફારસી અને ઉર્દૂ કવી, અલ્લામહ ડોકટર મુહમ્મદ ઈકબાલ રહમતુલ્લાહિ અલયહિએ આ શએરને ફારસી કવિતાનો સર્વોત્તમ શએર કહ્યો છે.

# પ્રસ્તાવના

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

نَحۡمَدُہٗ وَنُصَلِّیۡ عَلٰی رَسُوۡلِہِ الۡکَرِیۡمِ !

અમારી બે કિતાબો :

(૧) 'આપની સમસ્યાઓનો ઉકેલ અસમાઉલ હુસનામાં'

સુરતથી ૨૧ (એકવીસ) અને અમદાવાદથી ૧૨(બાર) મળી કુલ ૩૩(તેંત્રીસ) આવૃત્તિઓ છપાઈ ગઈ છે

(૨) 'આપની સમસ્યાઓનો ઉકેલ કુરઆન શરીફમાં'

(એના ઉર્દૂ, હિન્દી અનુવાદો અને અંગ્રેજી લિપ્યંતર પણ પ્રગટ થઈ ગયા છે.)

ને ભારે લોકચાહના મળી છે. કેટલાયે લોકોના કેટલાયે મુશ્કેલ કામો એનાથી હલ થયાના ફોન આવતા રહે છે.

એની બેહદ લોકપ્રિયતા અને ઉપયોગિતાના કારણે અનેક પ્રકાશકોએ એને છપાવીને પ્રગટ કરી છે. ભવિષ્યમાં પણ ઈન્શા અલ્લાહુ તઆલા પ્રગટ થતી રહેશે. એને છપાવવાની અમારા તરફથી દરેકને ઈજાઝત છે. પરંતુ કિતાબની પાંચ નકલો નમૂના તરીકે અમને જરૂર મોકલવી.

હવે બીજી એવી જ ઉપયોગી, લાભદાયી અને નૂરાની કિતાબ :

**'આપની સમસ્યાઓનો ઉકેલ દુરૂદ શરીફમાં'**

વાચકોની ખિદમતમાં પેશ કરવાની સઆદત, ખૂશનસીબી અલ્લાહ તઆલાએ અમોને અતા ફરમાવી છે. તે બદલ તેનો બેહદ એહસાન અને શુક્ર અદા કરીએ છીએ.

અલ્લાહ તઆલા એને પણ લોકોના માટે ફયઝનો અને અમારા માટે આખિરતમાં નજાતનો ઝરીઓ બનાવે. આમીન.

**જો કુછ હુવા, હુવા કરમસે તેરે,**

**જો કુછ ભી હોગા, તેરે કરમસે હોગા.**

દુરૂદ શરીફના અમલોને લગતી અસંખ્ય કિતાબો દરેક ભાષામાં પ્રગટ થઈ છે અને ઈન્શા અલ્લાહુ તઆલા પ્રગટ થતી રહેશે. પરંતુ અમારી આ કિતાબની નવીનતા અને ખૂબી એ છે કે અમે તમામ સમસ્યાઓનું જુદા જુદા ૧૩ (તેર) વિભાગોમાં વર્ગીકરણ કર્યું છે એટલે સામાન્ય વાચક પણ ખૂબ જ આસાનીથી પોતાની સમસ્યાનો ઉકેલ એમાંથી શોધીને અમલ કરી શકે છે.

અમારી આ ત્રણે કિતાબો વિષે વિદ્વાનો અને વાચકો પોતાના અભિપ્રાયો, અનુભવો અને સૂચનો અમને લખીને મોકલશે તો અમે તેમના આભારી થઈશું. એનાથી અમને આનંદ થશે અને આવી જ હવે પછીની અમારી બે કિતાબો :

[૧] 'આપની સમસ્યાઓનો ઉકેલ હદીષ શરીફમાં' અને

[૨] 'આપની સમસ્યાઓનો ઉકેલ બુઝુર્ગોના આમાલ અને અકવાલમાં'

માટે અમને પ્રેરણા અને પ્રોત્સાહન મળશે.

આ મુબારક કિતાબના પ્રકાશન માટે કીમતી માલી મદદ કરનારા નીચેના સખી દાતાઓના અમે ખૂબ જ આભારી છીએ.

- મર્હૂમ હાજી અબ્દુસ્સત્તારભાઈ ચોકસી, સૂરતના નેક ફરઝંદો,
- આ કિતાબના મારા સહ સંપાદક, મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી, મુંબઈ.

**રબ્બના તકબ્બલ મિન્ના ઈન્ન-ક અન્તસ્સમીઉલ અલીમ.**

૧૩, જમાદિલ અવ્વલ, ૧૪૪૦ — સંપાદકો વતી,

૨૦, જાન્યુઆરી, ૨૦૧૯ — નાચીઝ તાલિબે દુઆ,

રવિવાર — **અબ્દુલકાદિર ફાતીવાલા**

## સહાયક કિતાબો

- આ કિતાબ તૈયાર કરવામાં નીચેની કિતાબોની અમે સહાય અને મદદ લીધી છે.
- અમે એ કિતાબોના લેખકો, સંપાદકો, પ્રકાશકોના આભારી છીએ.
- આ કિતાબના દરેક અમલની નીચે આ કિતાબોનો અનુક્રમ અને પાના નંબર લખ્યા છે.

(૦૧) **કિતાબ** : 'દુરૂદ શરીફ દ્વારા આપણી પરેશાનીઓનું નિવારણ'
**અનુવાદક** : મૌલાના હસન ભડકોદ્રવી સાહબ
**પ્રકાશક** : પ્રકાશન વિભાગ, દારુલ ઉલૂમ, કંથારીઆ

(૦૨) **કિતાબ** : 'વઝાઈફે સાલિહીન' (ઉર્દૂ)

(૦૩) **કિતાબ** : 'ઝાદુલ મુત્તકીન ફિસ્સલાતિ વસ્સલામિ અલા શાફિઈલ મુઝનિબીન'
**સંપાદક** : મૌલાના ગુલામ મુહમ્મદ નકશબંદી સાહબ
**અનુવાદક** : હસન અલી માસ્તર સાહબ, સારોદી
**પ્રકાશક** : પ્રકાશન વિભાગ, દારુલ ઉલૂમ, કંથારીઆ

(૦૪) **કિતાબ** : 'દુરૂદ શરીફસે હમારી પરેશાનીયોંકા ઈલાજ' (ઉર્દૂ)
**સંપાદક** : મૌલાના મુહમ્મદ શફીક સાહબ

(૦૫) **કિતાબ** : 'હિંદલ વલી ગરીબ નવાઝ'
**લેખક** : મુનશી અબ્દુલ હમીદ બિહારી સાહબ
**અનુવાદક** : મુહમ્મદ યૂનુસખાન કાનૂનગો

(૦૬) **કિતાબ** : 'રૂહાની ઉપચાર'
**સંપાદક** : ઈબ્રાહીમ 'અનવર'
**પ્રકાશક** : પ્રકાશન વિભાગ, દારુલ ઉલૂમ, કંથારીઆ

(૦૭) <u>કિતાબ</u> : 'અશરફુલ વઝાઈફ'
<u>લેખક</u> : હઝરત મૌલાના મુફ્તી અહમદ અશરફ રાંદેરી (રહ.)
<u>પ્રકાશક</u> : દારુલ ઉલૂમ અશરફિયા, રાંદેર

(૦૮) <u>કિતાબ</u> : 'દુરૂદ શરીફમેં મુશ્કિલાતકા હલ' (ઉર્દૂ)
<u>સંપાદક</u> : મુહમ્મદ ઈલયાસ આદિલ

(૦૯) <u>કિતાબ</u> : 'તોહફએ દુરૂદો–સલામ'
<u>સંપાદક</u> : મૌલાના અબ્દુલ હય બોડિયાત
<u>પ્રકાશક</u> : મહમૂદ કિતાબ ઘર, નવસારી

(૧૦) <u>કિતાબ</u> : 'અનમોલ દુરૂદ શરીફનો ખઝાનો'
<u>સંપાદક</u> : હઝરત મૌલાના મુફ્તી અબ્દુલ હફીઝ ભડકોદ્રવી (સિતપોણ)
<u>પ્રકાશક</u> : મુબીનભાઈ હાજી મૂસા પટેલ, જંબૂસર

(૧૧) <u>કિતાબ</u> : 'દુરૂદોંકા ગુલદસ્તા'
<u>સંપાદક</u> : ઈબ્રાહીમ મૂસા પટેલ (દેવલા)
<u>પ્રકાશક</u> : હાજી ઈબ્રાહીમ હસન તલાટી, રહાડપૂર, જિ. ભરૂચ

(૧૨) <u>કિતાબ</u> : 'દુરૂદ શરીફનો ગુલદસ્તો'
<u>સંપાદક</u> : મૌલાના મુફ્તી અબ્દુર્રઊફ સખ્ખરવી
<u>અનુવાદક</u> : મૌલાના હસન ભડકોદ્રવી સાહબ
<u>પ્રકાશક</u> : પ્રકાશન વિભાગ, દારુલ ઉલૂમ, કંથારીઆ

(૧૩) <u>કિતાબ</u> : 'સાચાં સપના'
<u>લેખક</u> : ઈબ્રાહીમ 'અનવર'
<u>પ્રકાશક</u> : પ્રકાશન વિભાગ, દારુલ ઉલૂમ, કંથારીઆ

(૧૪) <u>કિતાબ</u> : 'હયાતુન્નબી બઅદ અઝ વિસાલુન્નબી' (ઉર્દૂ)

# અનુક્રમણિકા

## પહેલો વિભાગ

## શરીરની બીમારીઓ

## બીજો વિભાગ

## દિલની સમસ્યાઓ

## ત્રીજો વિભાગ

### ઈમાન, મોત, દફન, કબર

## ચોથો વિભાગ

## પુલસિરાત, જન્નત, દોઝખ



## પાંચમો વિભાગ

## મગફિરત, ગુનાહો માફ થવા

## છઠ્ઠો વિભાગ

## હુઝૂરે અકદસ સલ્લ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની શફાઅત માટે

## સાતમો વિભાગ

### હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત થવા માટે

## આઠમો વિભાગ

## ખૂબ વધારે સવાબવાળા દુરૂદ શરીફ

## નવમો વિભાગ

### જુદા જુદા મકસદો અને હાજતો પૂરી થવા માટે દુરૂદ શરીફ



## દસમો વિભાગ

### જિન્નાત, જાદૂ, સાપ, વીંછી, ઝાલિમથી હિફાઝત

## અગિયારમો વિભાગ

## ઘર અને સમાજ

## બારમો વિભાગ

## કર્ઝ, રોઝી, ધંધો, નોકરી, ખેતી વગેરે

## પહેલો વિભાગ



## શરીરની બીમારીઓ



### માથું અને મગજ

**(૧) મુસ્તકિલ મિઝાજી (એકાગ્રતા) પામવા અને સમયના વેડફાટથી બચવા માટે**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كُلَّمَا
ذَكَرَهُ الذَّاكِرُوْنَ ط وَكُلَّمَا سَهٰى عَنْهُ الْغَافِلُوْنَ ط
وَعَلٰى اٰلِ مُحَمَّدٍ وَّبَارِكْ وَسَلِّمْ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિંન કુલ્લમા ઝ–ક–રહુઝ ઝાકિરૂ–ન, વ કુલ્લમા સહા અન્હુલ ગાફિલૂ–ન, વ અલા આલિ મુહમ્મદિંવ વ બારિક વ સલ્લિમ.'**

**અમલની રીત અને ફઝીલત :**

દરરોજ ફજરની નમાઝ પછી વઝીફારૂપે ૧૦૦ (એક સો) વખત ઉપરોકત દુરૂદ શરીફ પઢનારને અલ્લાહ તઆલા દીની–દુન્યવી કામોમાં એકાગ્રતા અને મુસ્તકિલ મિઝાજી (એકાગ્રતા અને દૃઢ નિશ્ચય) અતા ફરમાવે છે. તદુપરાંત, એની બરકતથી સમય વેડફવાથી બચી જવાય છે અને કામોમાં આસાની પેદા થઈ જાય છે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૧૭, ૧૮, ૧૯]

(૨) {A} ગૈબનો ઈલ્મ મેળવવાનો, દિલને નૂરાની અને વિનમ્ર બનાવવાનો અને દિમાગમાં સારા વિચારો આવે તે માટેનો અમલ

{B} યાદશક્તિ મજબૂત કરવા અને પરીક્ષામાં સફળતા મેળવવાનો અમલ

(۱) اَللّٰهُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا مُحَمَّدِ ۣ النَّبِیِّ الْاُمِّیِّ وَعَلٰی اٰلِهٖ وَاَصْحَابِهِ الْبَرَرَةِ الْكِرَامِ وَعَلٰی سَآئِرِ النَّبِیِّیْنَ ط

[૧] 'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મ-દનિન નબિય્યિલ ઉમ્મિયિ વ અલા આલિહી વ અસ્હાબિહિલ બ-ર-રતિલ કિરામિ વ અલા સાઈરિન્નબિય્યિન.'

(۲) اَللّٰهُمَّ صَلِّ عَلٰی نُوْرِ الْاَنْوَارِ وَسِرِّ الْاَسْرَارِ وَتِرْيَاقِ الْاَغْيَارِ وَمِفْتَاحِ بَابِ الْيَسَارِ، سَیِّدِنَا مُحَمَّدِ ۣ الْمُخْتَارِ، وَاٰلِهِ الْاَطْهَارِ، وَاَصْحَابِهِ الْاَخْيَارِ، عَدَدَ نِعَمِ اللّٰهِ وَاَفْضَالِهٖ ط

[૨] 'અલ્લાહુમ્મ સલ્લિ અલા નૂરિલ અનવારિ વ સિર્રિલ અસરારિ વ તિરયાકિલ અગ્યારિ વ મિફતાહિ બાબિલ યસારિ સય્યિદિના મુહમ્મ-દનિલ મુખ્તારિ,
વ આલિહિલ અતહારિ, વ અસ્હાબિલ અખ્યારિ,
અ-દ-દ નિ-અમિલ્લાહિ વ અફઝાલિહ.'

(۳) صَلَّى اللّٰهُ عَلَيْكَ سَیِّدِنَا مُحَمَّدًا صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ،

**[૩] ‘સલ્લલ્લાહુ અલય-ક સય્યિ-દના મુહમ્મદન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ**

**સૂરએ ‘અલક’ની પાંચ આયતો**

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ،
بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ،
اِقْرَأْ بِاسْمِ رَبِّكَ الَّذِىْ خَلَقَ، خَلَقَ الْاِنْسَانَ
مِنْ عَلَقٍ، اِقْرَأْ وَرَبُّكَ الْاَكْرَمُ الَّذِىْ عَلَّمَ بِالْقَلَمِ،
عَلَّمَ الْاِنْسَانَ مَالَمْ يَعْلَمْ ط (سورۂ علق: ۱،۲،۳،۴،۵)

**‘અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ**
**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ,**
**ઈકરઅ બિસ્મિ રબ્બિ-કલ્લઝી ખ-લ-ક.**
**ખ-લ-કલ ઈન્સા-ન મિન અ-લ-ક. ઈકરઅ**
**વ રબ્બુ-કલ અકરમુલ્લઝી અલ્લ-મ બિલ ક-લમિ,**
**અલ્લમલ ઈન્સા-ન મા લમ યઅલમ.’**

(સૂરએ ‘અલક’, આયત નંબર : ૧ થી ૫)

{A} **માટે અમલની રીત અને ફઝીલત :**

- કુર્આને કરીમ પઢતા પહેલાં ઉપર લખેલા નંબર ૧ અને ૨ અને ૩ દુરૂદ શરીફ બરકત માટે પઢવા.
- ગૈબનો ઈલ્મ મેળવવા માટે ઉપર લખેલી સૂરએ ‘અલક’ની પાંચ આયતો પણ બરકત માટે પઢવી.
- પઢનારનું દિલ નૂરાની અને વિનમ્ર બની જશે અને દિમાગમાં સારા ખ્યાલો (વિચારો) આવશે.

{B} **યાદશક્તિ માટે અમલની રીત અને ફઝીલત :**

(۴) اَللّٰهُمَّ صَلِّ وَسَلِّمْ وَبَارِكْ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّفَهِّمْنَا اَسْرَارَ الْكِتَابِ ط

**[૪]'અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ વ બારિક અલા સય્યિદિના મુહમ્મદિંવ વ ફહ્હિમના અસરા-રલ કિતાબ.'**

કુર્આન શરીફની તિલાવત કરતાં પહેલાં હંમેશા ઉપરોકત નંબર : ૧, ૨, ૩ અને ૪ નંબરના દુરૂદ શરીફો પઢવાથી યાદશકિત મજબૂત બને છે, ભૂલાય ગયેલો સબક યાદ થાય છે અને પઢનાર પરીક્ષામાં સફળતા મેળવે છે. [સહાયક કિતાબ : ૩, પાનું : ૬૩, ૬૪, ૬૫]

**3** {A} **યાદશક્તિ મજબૂત કરવા માટે બીજો અમલ**
{B} **વિદ્યાર્થીઓ માટે ઉપયોગી અમલ**

اَللّٰهُمَّ صَلِّ وَسَلِّمْ عَلٰى سَيِّدِنَا الرَّحْمَةِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَبَارِكْ وَسَلِّمْ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ અલા સય્યિદિનર્રહ-મતિ સલ્લલ્લાહુ અલયહિ વ અલા આલિહી વ અસ્હાબિહી વ બારિક વ સલ્લિમ.'**

**અમલની રીત અને ફઝીલત :**

{A} આ દુરૂદ શરીફને હંમેશા પઢનારની યાદશકિતમાં ઈન્શાઅલ્લાહ વધારો થશે અને તેની ભૂલી જવાની બીમારી દૂર થશે.

{B} આ દુરૂદ શરીફ વિદ્યાર્થીઓ માટે લાભદાયી છે.

[સહાયક કિતાબ : ૪]

## (૪) {A} યાદશક્તિ મજબૂત કરવા માટે ત્રીજો અમલ {B} દુનિયા અને આખિરતમાં શક્તિ અને બરકત માટે અમલ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّاٰلِهٖ وَصَحْبِهٖ وَسَلِّمْ بِعَدَدِ مَافِى جَمِيْعِ الْقُرْاٰنِ حَرْفًا حَرْفًا وَبِعَدَدِ كُلِّ حَرْفٍ اَلْفًا اَلْفًا ،

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ આલિહી વ સહબિહી વ સલ્લિમ બિ અ-દદિ મા ફી જમીઈલ કુર્આનિ હર્ફન હર્ફન વ બિ અ-દદિ કુલ્લિ હર્ફિન અલફન અલફન.'**

**અમલની રીત અને ફઝીલત :**

{A} કુર્આન મજીદ અથવા બીજી કોઈ વસ્તુને મોઢે યાદ કરવા માટે શરૂઆતમાં અને અંતમાં ઉપરોકત દુરૂદ શરીફ પઢવાથી યાદશકિતને ઈન્શા અલ્લાહ ઘણી તેઝ થશે.

{B} ઉપરાંત ઉપરોકત દુરૂદ શરીફની બરકતથી દુનિયા અને આખિરતમાં શકિત અને બરકત મળશે. [સહાયક કિતાબ : ૪]

## (૫) માનસિક પરેશાની (ટેન્સન) દૂર કરવા માટે

માનસિક શાંતિ મેળવવા માટે અને માનસિક પરેશાની દૂર કરવા માટે ઈશાની નમાઝ પછી તે જ જગ્યાએ બેસીને વુઝૂની હાલતમાં :

- ૧૧૧ (એક સો અગિયાર) વખત કોઈ પણ દુરૂદે પાક પઢો અને
- અલ્લાહ તઆલાથી માનસિક શાંતિ હાસિલ કરવા માટે દુઆ માંગો.
- એ અમલથી પઢનારનો જે મતલબ હશે તે હલ થઈ જશે.

- આ મકસદના માટે ૭ (સાત) દિવસ સુધી દુરૂદે પાકનો વઝીફો એ જ પ્રમાણે કરો.
- તે પછી પઢનાર મહેસૂસ કરશે કે દિમાગને શાંતિની દવલત હાસિલ થઈ ગઈ છે અને દરેક પ્રકારની ચિંતા અને પરેશાની દિમાગમાંથી દૂર થઈ ગઈ છે. [સહાયક કિતાબ : ૮, પાનું : ૧૧૮, ૧૧૯]

## ૬ માનસિક પરેશાની (ટેન્સન) દૂર કરવાનો બીજો અમલ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ،
اَللّٰهُمَّ صَلِّ عَلَيْهِ وَسَلِّمْ،
وَاَذْهِبْ حُزْنَ قَلْبِىْ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદ,**
**અલ્લાહુમ્મ સલ્લિ અલયહિ વ સલ્લિમ,**
**વ અઝહિબ હુઝ-ન કલ્બી ફિદુન્યા વલ આખિરહ.’**

**અમલની રીત અને ફઝીલત :**

સવારે એક વખત અને રાત્રે સૂતી વખતે એક વખત ઉપર મુજબના દુરૂદ શરીફના શબ્દો પઢવાથી (ઈ.અ.) માનસિક પરેશાની (ટેન્સન) દૂર થઈ જશે. [કારી અહમદઅલી સાહબના બયાનમાંથી]

## આંખ

## ૭ આંખની તમામ તકલીફો માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ ۨ السَّابِقِ لِلْخَلْقِ نُوْرُهٗ ط
وَالرَّحْمَةِ لِلْعَالَمِيْنَ ظُهُوْرُهٗ ط عَدَدَ مَنْ مَّضٰى مِنْ

خَلْقِکَ وَمَنْ بَقِیَ ط وَمَنْ سَعِدَ مِنْهُمْ وَمَنْ شَقِیَ ط
صَلَاةً تَسْتَغْرِقُ الْعَدَّ وَتُحِيْطُ بِالْحَدِّ ط صَلَاةً لَّاغَايَةَ
لَهَا وَلَاانْتِهَآءَ ط وَلَا أَمَدَ لَهَا وَلَاانْقِضَآءَ ط صَلَوَاتِکَ
الَّتِیْ صَلَّيْتَ عَلَيْهِ ط صَلَاةً دَآئِمَةً بِدَوَامِکَ ط وَعَلٰی
اٰلِهٖ وَصَحْبِهٖ کَذَالِکَ ط وَالْحَمْدُ لِلّٰهِ عَلٰی ذَالِکَ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિનિસ્સાબિકિ લિલ ખલ્કિ નૂરુહૂ. વર્રહ-મતિ લિલ આલમી-ન ઝુહૂરુહૂ. અ-દ-દ મમ મઝા મિન ખલ્કિ-ક વ મમ બકિ-ય. વ મન સઈ-દ મિન્હુમ વ મન શકિ-ય. સલાતન તસ્તગ્રિકુલ અદ્-દ વ તુહીતુ બિલ હદ્દિ. સલાતલ લા ગાય-ત લહા વ લન્તિહાઅ. વ લા અ-મ-દ લહા વલન્કિઝાઅ. સ-લ-વાતિકલ્લતી સલ્લય-ત અલયહિ. સલાતન દાઈ-મતમ બિ દવામિ-ક. વ અલા આલિહી વ સહબિહી કઝાલિ-ક. વલ્હમ્દુ લિલ્લાહિ અલા ઝાલિક.'**

**અમલની રીત અને ફઝીલત :**

- દરેક નમાઝ પછી ત્રણ વખત ઉપરનું દુરૂદ શરીફ પઢીને આંગળીઓ પર દમ કરો અને આંખો પર ફેરવી લો.
- આ અમલથી અલ્લાહ તઆલા આંખની એવી તકલીફ પણ દૂર ફરમાવી દે છે, જેનાથી ડોકટરો લાચાર થઈ ગયા હોય.
- આ અમલથી આંખની દૃષ્ટિ પણ સતેજ અને પ્રકાશિત થઈ જાય છે.

આ મુજર્રબ અને અનુભવસિદ્ધ અમલ છે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૨૨, ૨૩, ૨૪]

## (૮) આંખની બીમારીનું બીજું દુરૂદ શરીફ

• اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ سَيِّدِ السَّاجِدِيْنَ، سَيِّدِ الْكَامِلِيْنَ، وَعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ اَجْمَعِيْنَ،

• يَابَصِيْرُ،

• **'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન સય્યિદિસ્સાજિદીન. સય્યિદિલ કામિલીન. વ અલા આલિહી વ અસ્હાબિહી અજમઈન.**

• **યા બસીરુ.'** (અસ્માઉલ હુસ્ના)

**અમલની રીત અને ફઝીલત :**

• પહેલાં ત્રણ વખત ઉપરનું દુરૂદ શરીફ પઢો.
• તે પછી 'યા બસીરુ' પઢો
• તે પછી ત્રણ વખત ફરી પાછું ઉપરનું દુરૂદ શરીફ પઢો.
• દરરોજ 'યા બસીરુ' ૧૦૦૦ (એક હઝાર) વખત પઢો.

ઈન્શા અલ્લાહ, થોડાંક જ દિવસોમાં આંખની બીમારી સારી થઈ જશે. [સહાયક કિતાબ : ૩, પાનું : ૬૯]

## (૯) આંખોમાં પાણી આવવું

જેની આંખોમાં પાણી આવતું હોય અને લખવા–વાંચવાના સમયે તેને તંગી અને પરેશાની થતી હોય તેના માટે દુરૂદ શરીફ :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ سَيِّدِ السَّاجِدِيْنَ سَيِّدِ الرَّاكِعِيْنَ سَيِّدِ الْكَامِلِيْنَ وَعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ اَجْمَعِيْنَ،

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન સય્યિદિસ્સાજિદી–ન સય્યિદિર્રાકિઈ–ન સય્યિદિલ કામિલી–ન વ અલા આલિહી વ અસ્હાબિહી અજમઈન.'**

**અમલની રીત અને ફઝીલત :**

- પ્રથમ ૭ (સાત) વખત ઉપરનું દુરૂદે પાક પઢો.
- તે પછી ૧૦૧ (એક સો એક) વખત 'યા બસીરુ'નો વિર્દ કરો.
- તે પછી ફરી ૭ (સાત) વખત ઉપરોકત દુરૂદે પાક પઢો.

દરેક નમાઝ પછી આ અમલને કરવાથી આંખોમાં પાણી આવવાનું બંધ થઈ જાય છે અને આંખો સાફ અને સ્વચ્છ થઈ જાય છે. [સહાયક કિતાબ : ૮, પાનું : ૧૩૫]

## કાન

### ૧૦ કાનમાં સીટી વાગવી

જયારે કાનમાં સીટી વાગે કે ભણભણાટ થાય ત્યારે :

- હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ પર દુરૂદ શરીફ પઢે.
- તે પછી કહે કે :

**'ઝ–ક–રલ્લાહુ બિ ખયરિમ મન ઝ–ક–રની'**

[જે મને યાદ કરતું હોય, અલ્લાહ પાક તેને ભલાઈથી યાદ કરે] !

- આ અમલથી કાનમાં સીટી વાગવી ઈન્શા અલ્લાહ બંધ થઈ જશે.

[સહાયક કિતાબ : ૬, પાનું : ૧૩, કિતાબ : ૮, પાનું : ૧૨૦]

## પેશાબ

### ૧૧ પેશાબની રુકાવટ દૂર થવા માટે

'નુઝહતુલ મજાલિસ'માં લખ્યું છે કે :

એક નેક માણસનો પેશાબ રોકાઈ ગયો. એમણે સ્વપ્નમાં આરિફ બિલ્લાહ હઝરત શયખ શિહાબુદ્દીન ઈબ્ને રસલાન રહમતુલ્લાહિ અલયહિને જોયા, જે ઘણાં જ મહાન આલિમ, સૂફી સંત હતા. તે માણસે પોતાની બીમારીની શિકાયત કરી.

શયખે જવાબ આપ્યો :

''આ અનુભવી કાયમી તિરયાક (અકસીર દવા)થી કયાં સુધી ગાફિલ રહેશો ? નીચે લખેલું દુરૂદ શરીફ પઢયા કરો :

اَللّٰهُمَّ صَلِّ وَسَلِّمْ وَبَارِكْ عَلٰى رُوْحِ سَيِّدِنَا مُحَمَّدٍ فِى الْاَرْوَاحِ وَصَلِّ وَسَلِّمْ عَلٰى قَلْبِ سَيِّدِنَا مُحَمَّدٍ فِى الْقُلُوْبِ وَصَلِّ وَسَلِّمْ عَلٰى جَسَدِ سَيِّدِنَا مُحَمَّدٍ فِى الْاَجْسَادِ وَصَلِّ وَسَلِّمْ عَلٰى قَبْرِ سَيِّدِنَا مُحَمَّدٍ فِى الْقُبُوْرِ.

**'અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ વ બારિક અલા રૂહિ સય્યિદિના મુહમ્મદિન ફિલ અરવાહિ વ સલ્લિ વ સલ્લિમ અલા કલ્બિ સય્યિદિના મુહમ્મદિન ફિલ કુલૂબિ વ સલ્લિ વ સલ્લિમ અલા જ-સદિ સય્યિદિના મુહમ્મદિન ફિલ અજસાદિ વ સલ્લિ વ સલ્લિમ અલા ક-બરિ સય્યિદિના મુહમ્મદિન ફિલ કુબૂરિ.'**

ઊંઘથી ઉઠયા પછી એ સાહિબે આ દુરૂદ શરીફને લગાતાર વધુ પ્રમાણમાં પઢવાનું શરૂ કરી દીધું. એમની બીમારી સારી થઈ ગઈ.

[સહાયક કિતાબ : ૧૦, પાનું : ૨૨, ૨૩, ૨૪]

**<u>છાતી</u>**

## ૧૨ {A} દિલની ગભરામણ, ખૌફ અને મૂંઝવણ દૂર કરવા માટે
## {B} દિલના તમામ રોગો માટે

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدِ اِ النَّبِیِّ الْاُمِیِّ الطَّاھِرِ الزَّکِیِّ
صَلَاۃً تُحَلُّ بِهِ الْعُقَدُ وَتُفَکُّ بِھَا الْکُرَبُ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્નબિય્યિલ ઉમ્મિયિત્ તાહિરિઝ્ઝકિય્યિ સલાતન તુહલ્લુ બિહિલ ઉ-કદુ વ તુફક્કુ બિહલ કુ-ર-બુ.'**

**<u>અમલની રીત અને ફઝીલત</u> :**

{A}
- જે માણસનું દિલ વારંવાર મૂંઝવણ અને ગભરામણ અનુભવતું હોય,
- જે માણસ પર અજાણ્યો કે અદશ્ય ખૌફ છવાયેલો રહેતો હોય તે
- ઉપરોકત દુરૂદ શરીફ દરરોજ ફજર અને મગરિબની નમાઝ પછી ૩૧૩ (ત્રણ સો તેર) વખત પઢે.
- તે પછી છાતી પર ફૂંક મારે.
- પ્યાલામાં પાણી લઈ તેના પર દમ કરે.
- એ પાણી પીતો રહે.

તો ઈન્શાઅલ્લાહ તેને બહુ જલદી રાહત અને તંદુરસ્તી નસીબ થશે. તથા દિલી ઈત્મીનાન નસીબ થશે.

{B} ઉપરોકત દુરૂદ શરીફ દિલના રોગમાં ખૂબ જ અકસીર છે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૪૮, ૪૯,
કિતાબ : ૪, પાનું : ૧૯]

## ઔરતોની બીમારીઓ

**૧૩** {A} **કસુવાવડ ન થાય તે માટે**
{B} **બાળકને લાંબુ જીવન મળે તે માટે**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ نِالنَّبِيِّ الْاُمِّيِّ الْحَبِيْبِ الْعَالِى
الْقَدْرِ الْعَظِيْمِ الْجَاهِ وَعَلٰى اٰلِهٖ وَصَحْبِهٖ وَسَلِّمْ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિયિલ હબીબિલ આલિલ કદરિલ અઝીમિલ જાહિ વ અલા આલિહી વ સહબિહી વ સલ્લિમ.'**

**અમલની રીત અને ફઝીલત :**

{A} જે ઔરતને કસુવાવડ થઈ જતી હોય તે ઔરતે પોતે અથવા તેની વિનંતીથી તેણીના કોઈ પણ સગાએ :

- સતત ૭ (સાત) દિવસ સુધી ઈશાની નમાઝ બાદ **'યા ખાલિકુ'** ૭૦૦૦ (સાત હઝાર) વખત પઢવું.
- આ અમલની શરૂઆતમાં અને અંતમાં ઉપરોકત દુરૂદ શરીફ ૨૧ (એકવીસ) વખત પઢવું.
- આ અમલ પૂરો થયા પછી પાણીના ગ્લાસમાં દરરોજ દમ કરવું અને તેમાંથી પાણી પીતા રહેવું.
- તે જ પાણીમાં રૂ ના પુમડાં બોળી–ભીજવી તેનું તાવીજ બનાવવું અને ઔરતે પોતાના ગળામાં પહેરવું.

ઈન્શા અલ્લાહ, થોડાં જ વખતમાં ઔરત હામિલા થશે, ગર્ભ ધારણ કરશે અને ઘણાં જ ટૂંક સમયમાં તંદુરસ્ત અને સુઘડ બાળકને જન્મ આપશે.

{B} જયારે બાળક જન્મે ત્યારે માતાના ગળામાંથી તાવીઝ કાઢી લઈ બાળકના ગળામાં પહેરાવવું. ઈન્શાઅલ્લાહ, બાળક લાંબું જીવન પામશે. [સહાયક કિતાબ : ૩, પાનું : ૪૨, ૪૩]

## ૧૪ અવલાદ (સંતાન) થવા માટે

જે ઔરતને બાળક ન થતા હોય તે જુમ્અહની નમાઝ પછી વુઝૂની હાલતમાં ૧૧૧ (એક સો અગિયાર) વખત દુરૂદે પાક પઢે અને પછી અત્યંત આક્રંદ અને આજિઝીની સાથે પોતાનું માથું સજદહમાં મૂકીને અલ્લાહ તઆલાની બારગાહમાં અવલાદના માટે દુઆ માંગે.

ઈન્શાઅલ્લાહ, જલદી મુરાદ પૂરી થશે અને અલ્લાહ તઆલા તેને નેક અને સાલિહ અવલાદથી નવાઝશે.

જો મુરાદ પૂરી થવાની ઉમ્મીદ પૈદા થઈ જાય (તે હામિલા, ગર્ભવતી થઈ જાય) તો આ અમલને છોડી દે. જો હામિલા (ગર્ભવતી) ન થાય તો આ અમલ ચાલુ રાખે. [સહાયક કિતાબ : ૮, પાનું : ૧૧૭]

## ૧૫ પુત્ર (છોકરો) જન્મે તે માટે

જેને ત્યાં માત્ર છોકરીઓ જ પૈદા થતી હોય અને તે પુત્ર (છોકરા)ની ઈચ્છા ધરાવતો હોય તો :

- દરેક નમાઝ પછી ૧૧ (અગિયાર) વખત દુરૂદે પાક પઢીને અલ્લાહ તઆલાથી દુઆ માંગે.
- જુમ્અહના દિવસે જુમ્અહની નમાઝ અદા કરવા પછી મસ્જિદમાં બેસીને ૧૧૧ (એક સો અગિયાર) વખત દુરૂદે પાકનો વિર્દ કરે.
- તે પછી પુત્ર (છોકરા) માટે અલ્લાહની બારગાહમાં દુઆ માંગે.

ઈન્શાઅલ્લાહુ તઆલા, ઘણી જલદી તેની ઉમ્મીદ પૂરી થશે.

અલ્લાહ તઆલા તેને પુત્રની નેઅમતથી નવાઝશે.

[સહાયક કિતાબ : ૮, પાનું : ૧૧૮]

## ૧૬ ઓરતની દરેક બીમારી માટે

اَللّٰھُمَّ صَلِّ وَسَلِّمْ عَلٰی سَیِّدِنَا مُحَمَّدٍ عَبْدِکَ وَرَسُوْلِکَ وَنَبِیِّکَ صَلَاۃً بِھَا تُنَوِّرُ الْقُلُوْبَ وَتُفَرِّجُ الْھُمُوْمَ وَتُزِیْلُ الْغُمُوْمَ وَتَدْفَعُ الْبَلَاءَ وَتَنْزِلُ الشِّفَآءَ وَتُسَھِّلُ الْاُمُوْرَ.

**'અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ અલા સય્યિદિના મુહમ્મદિન અબ્દિ-ક વ રસૂલિ-ક વ નબિય્યિ-ક સલાતમ બિહા તુનવ્વિરુલ કુલૂ-બ વ તુફર્રિજુલ હુમૂ-મ વ તુઝીલુલ ગુમૂ-મ વ તદફઉલ બલા-અ વ તન્ઝિલુશ્શિફા-અ વ તુસહ્હિલુલ ઉમૂર.'**

**અમલની રીત અને ફઝીલત:**

- જે ઓરત ઉપરોક્ત દુરૂદ શરીફ પુષ્કળ પ્રમાણમાં પઢશે, તેને અલ્લાહ તઆલા તમામ બીમારીઓથી શિફા અતા ફરમાવશે.
- જો કોઈ માણસને સખત તકલીફ હોય તો ઉપરોક્ત દુરૂદ શરીફ ૩૦૦ (ત્રણ સો) વખત પઢે. [સહાયક કિતાબ : ૪, પાનું : ૫૫]

## ગંભીર બીમારીઓ

## ૧૭ બ્લડ પ્રેશર (B.P.)થી શિફા માટે

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدِ النَّبِیِّ الْاُمِّیِّ الطَّاھِرِ الزَّکِیِّ صَلَاۃً تُحَلُّ بِہِ الْعُقَدُ وَتُفَکُّ بِھَا الْکُرَبُ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્નબિય્યિલ ઉમ્મિયિત્ તાહિરિઝ્ઝકિય્યિ સલાતન તુહલ્લુ બિહિલ ઉ-કદુ વ તુફક્કુ બિહલ કુ-ર-બુ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

- દરરોજ ફજર અને મગરિબની નમાઝ બાદ ૩૧૩ (ત્રણ સો તેર) વખત ઉપરનું દુરૂદ શરીફ પઢીને છાતી પર ફૂંક મારો.
- પ્યાલામાં પાણી લઈ તેના પર દમ કરો.
- એ પાણી પીતા રહો.

ઈન્શા અલ્લાહ બ્લડ પ્રેશરથી શિફા મળશે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૪૮, ૪૯, કિતાબ : ૪, પાનું : ૧૯]

## (૧૮) સુગર (ડાયાબિટીસ)થી શિફા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ دَآءٍ وَّدَوَآءٍ ط
وَبَارِكْ وَسَلِّمْ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિમ બિ અ-દ-દિ કુલ્લિ દાઈન વ દવાઈન. વ બારિક વ સલ્લિમ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

- પ્રથમ ઉપરનું દુરૂદ શરીફ ૧૦૦ (એક સો) વખત પઢો.
- તે પછી ૭ (સાત) વખત સૂરએ 'ફાતિહા' (અલ્હમ્દુ શરીફ) બિસ્મિલ્લાહ સહિત પઢો.
- તે પછી ૩ (ત્રણ) વખત સૂરએ 'ઈખ્લાસ' (કુલ હુવલ્લાહુ શરીફ) બિસ્મિલ્લાહ સહિત પઢો.
- તે પછી અંતમાં ૧૦૦ (એક સો) વખત ઉપરનું દુરૂદ શરીફ પઢો.

● તે પછી સુગર (ડાયાબિટીસ)ના દરદી પર દમ કરો.

ઈન્શા અલ્લાહ સુગરથી શિફા મળશે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૨૬, ૨૭, કિતાબ : ૪, પાનું : ૧૩]

## (૧૯) કેન્સરથી, સુગરથી અને બીજા લાઈલાજ રોગોથી શિફા માટે

● ઉપર સુગર (ડાયાબિટીસ) માટે લખેલો અમલ કેન્સર અને બીજા લાઈલાજ રોગોથી શિફા માટે પણ કરવો.

● એ અમલથી ઈન્શા અલ્લાહ કેન્સર અને બીજા લાઈલાજ રોગોથી પણ શિફા થશે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૨૬, ૨૭, કિતાબ : ૪, પાનું : ૧૩]

## (૨૦) {A} કેન્સર (અંતરગાંઠ)થી શિફા માટે

એક નેક માણસ, હાજી મુમતાઝઅલી ખાન નામે મૂળે મીરઠના વતની હતા, પણ સંજોગવશાત્ તેઓ ઈટાવા મુકામે રહેતા હતા. એમને આંતરગાંઠ (કેન્સર)ની બીમારી થઈ. ઘણો ઈલાજ કર્યો પણ ફાયદો થતો ન હતો. તે ઝમાનામાં ભરતપૂર રાજયમાં હઝરત બેદાશાહ નામે એક સૂફીસંત રહેતા હતા. હાજી સાહબ દુઃખના માર્યા તેમની સેવામાં ગયા અને પોતાની વિગત કહી.

ફકીર બેદાશાહે કહ્યું કે :

● તમારે હલાલ અને પાક વસ્તુ ખાવું–પીવું.

● ખાવું પકાવનાર પણ પાકીની હાલતમાં ખાવું રાધે.

● ઉપરાંત તમે દરરોજ ૫૦૦૦ (પાંચ હજાર) વખત આ દુરૂદ પઢો.

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا

مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ شَيْءٍ مَعْلُوْمٍ لَّكَ.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદના મુહમ્મદિંવ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિમ બિ અ–દદિ કુલ્લિ શયઈન મઅલૂમિલ લક.’**

હાજી મુમતાઝઅલી ખાન આ દુરૂદ શરીફ દરરોજ પઢવા લાગ્યા. ૪૦ (ચાલીસ) દિવસ થયા તો ખ્વાબમાં અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત નસીબ થઈ.

આપ ખ્વાબમાં જૂએ છે કે :

અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ ઈશાની નમાઝ પઢી રહ્યા છે, અને પોતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની પાછળ નમાઝ પઢે છે.

સવાર થઈ તો હાજી સાહબ ખૂશખુશાલ હતા. એમનું દર્દ અલ્લાહ પાકે દૂર કરી દીધું હતું.

[સહાયક કિતાબ : ૧૩, ‘સાચાં સપના’ પાનું : ૧૩૩, ૧૩૪]

**{B} હર્નિયા (Herniya) સારણગાંઠ માટે**

સહાયક કિતાબ : ૧૪, ‘હયાતુન્નબી બઅદ અઝ વફાતુન્નબી’ (ઉર્દૂ), બનાવ નંબર : ૧૮૬, પાના નંબર : ૨૪૨ માં લખ્યા પ્રમાણે હાજી મુમતાઝઅલીખાનની બીમારી હર્નિયા (સારણગાંઠ) હતી અને નીચેના દુરૂદ શરીફના અમલથી શિફા થઈ.

اَللّٰهُمَّ صَلِّ اللّٰهُ مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ شَيْءٍ مَعْلُوْمٌ لَّكَ.

**‘અલ્લાહુમ્મ સલ્લલ્લાહુ મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન બિ અ–દ–દિ કુલ્લિ શયઈન મઅલૂમુલ લક.’**

## ૨૧ કોલેરાથી અને પ્લેગથી હિફાઝત (સુરક્ષા) માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ دَآءٍ وَّدَوَآءٍ .

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિન બિ અ–દદિ કુલ્લિ દાઈન વ દવાઈન.’**

કોલેરાની બીમારીથી છૂટકારા માટે પણ ઉપરોકત દુરૂદ શરીફ પઢતા રહો. ઈન્શાઅલ્લાહ સુરક્ષિત રહેશો.

[સહાયક કિતાબ : ૪, પાનું : ૧૪]

## ૨૨ ટાઈફોઈડથી શિફા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ دَآءٍ وَّدَوَآءٍ وَبَارِكْ وَسَلِّمْ.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન બિ અ–દદિ કુલ્લિ દાઈન વ દવાઈન વ બારિક વ સલ્લિમ.’**

**અમલની રીત અને ફઝીલતઃ**

ટાઈફોઈડના રોગી પર ૧૧ (અગિયાર) વખત ઉપરોકત દુરૂદ શરીફ પઢીને દમ કરો. ઈન્શાઅલ્લાહ, અલ્લાહ તઆલા શિફા અતા ફરમાવશે. [સહાયક કિતાબ : ૪, પાનું : ૫૬]

## ૨૩ {A} પ્લેગથી શિફા માટે
## {B} સુગર અને કેન્સર વગેરે જીવલેણ રોગોથી શિફા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّاٰلِ مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ دَآءٍ وَّدَوَآءٍ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન વ આલિ મુહમ્મદિન બિ અ-દદિ કુલ્લિ દાઈન વ દવાઈન.'**

હઝરત મવલાના શમ્સુદ્દીન કૈસી રહમતુલ્લાહિ અલયહિના પ્રદેશમાં એક વખતે વબા–પ્લેગ આમ બીમારીનો હુમલો થયો.

આ બુઝુર્ગ સાહબને સ્વપ્નમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત થઈ.

તેમણે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અરજ કરી :

હે અમારા પ્યારા રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ) ! આપ કોઈ એવી દુઆ બતાવો જેની બરકતથી બીમારી અને ચેપી વાઈરસ દૂર થાય.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ઉપરોકત દુરૂદ શરીફ પઢવા ફરમાવ્યું અને ઈરશાદ ફરમાવ્યો :

"જો કોઈ માણસ ઉપરોકત દુરૂદ શરીફ પઢશે તે પ્લેગ અને ચેપી બીમારીથી મહફૂઝ રહેશે."

હઝરત આરિફ રૂમી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે :

જો તમે ઝમાનાની તકલીફોથી તૂટી–ભાગી ગયા હોય તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો વસીલો પકડો અને

દુરૂદ શરીફની વાડની મઅરિફત (ઝરીઆ)થી પનાહ તલાશ કરો.

**અમલની રીત અને ફઝીલતઃ**

{A} પ્લેગ અને બીજા કોઈ પણ પ્રકારના દર્દ અને બીમારી માટે બીમાર વ્યકિત પર ઉપરોકત દુરૂદ શરીફ પઢીને એવી રીતે દમ કરો કે :

- શરૂમાં અને અંતમાં ત્રણ વખત ઉપરોકત દુરૂદ શરીફ પઢો.
- વચમાં સાત વખત 'બિસ્મિલ્લાહ' સાથે સૂરએ 'ફાતિહા' અને
- ત્રણ વખત સૂરએ 'ઈખ્લાસ' (કુલહુવલ્લાહ) પઢો.
- એનો સવાબ હઝરત અલ્લામહ મખ્દૂમ મુહમ્મદ હાશિમ સિંધી રહિમહુલ્લાહુને બખ્શી દો અને બીમાર વ્યકિત પર દમ કરો.

ઈન્શા અલ્લાહ શિફા થશે.

જો બીમારી લાઈલાજ (અસાધ્ય) હોય, સખત હોય તો ઉપરોકત દુરૂદ શરીફ :

શરૂમાં અને અંતમાં ૧૦૦ (એક સો) વખત પઢો.

{B} સુગર (ડાયાબિટીસ) અને કેન્સર જેવા જીવલેણ રોગો માટે બહુ જ અકસીર છે.

મારા મુશફિક, મુહસિન, મુહ્યુસ્સુન્નહ હઝરત મવલાના ઈસ્માઈલ સાહબ મનુબરી રહમતુલ્લાહિ અલયહિ (પૂર્વ મુહતમિમ : દારુલ ઉલૂમ, કંથારીઆ)નો પણ મુજર્રબ (અનુભવસિદ્ધ) અમલ છે.

હઝરત મવલાના એવા રોગીઓને આ પ્રમાણે પઢવાની તાકીદ ફરમાવતા હતા. અલ્હમ્દુલિલ્લાહ !

ઉપરોકત દુરૂદ શરીફમાં 'વ બારિક વ સલ્લિમ'નો ઉમેરો કરીને પઢે. [સહાયક કિતાબ : ૧૦, પાનું : ૩૪ થી ૩૭]

## (૨૪) કેન્સર, સુગર વગેરે અસાધ્ય (લાઈલાજ) રોગોથી શિફા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ دَآءٍ وَّدَوَآءٍ وَبَارِكْ وَسَلِّمْ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન બિ અ-દદિ કુલ્લિ દાઈન વ દવાઈન વ બારિક વ સલ્લિમ.'**

**અમલની રીત અને ફઝીલત:**

જે માણસ કોઈ એવા રોગમાં સપડાયેલો હોય કે જેનો ઈલાજ ન હોય, જેમકે : કેન્સર, શુગર (ડાયાબિટીસ) વગેરે. અથવા સખત બીમાર હોય તો ૧૦૦ (એક સો) વખત ઉપરોકત દુરૂદ શરીફ પઢીને બીમાર માણસ પર દમ કરે અને પાણી પર દમ કરીને પિવડાવે. ઈન્શાઅલ્લાહ ફાયદો થશે. [સહાયક કિતાબ : ૪, પાનું : ૧૮]

## (૨૫) સખત બીમારીથી શિફા માટે

صَلَوٰةُ اللّٰهِ وَسَلَامُهٗ عَلٰى سَيِّدِ الْمُرْسَلِيْنَ سَيِّدِنَا مُحَمَّدٍ وَّاٰلِهٖ اَجْمَعِيْنَ.

**'સ-લવાતુલ્લાહિ વ સલામુહૂ અલા સય્યિદિલ મુરસલી-ન સય્યિદિના મુહમ્મદિંવ વ આલિહી અજમઈન.'**

**અમલની રીત અને ફઝીલત:**

- પ્રથમ ચાર રકાત 'સલાતુલ તવબહ' પઢો. તે પછી,
- ઉપર લખેલું દુરૂદ શરીફ ૧૧ (અગિયાર) વખત પઢો.
- તે પછી સૂરએ 'યા-સીન'ની નીચે લખેલી આયત ૧૨૫૦૦૦ (એક

લાખ પચ્ચીસ હઝાર) વખત પઢો :

سَلَامٌ قَوْلاً مِّنْ رَّبٍّ الرَّحِيْمِ.

**'સલામુન કવલમ મિર્રબ્બિર્રહીમ.'**

- અંતમાં ફરી પાછું ઉપર લખેલું દુરૂદ શરીફ ૧૧ (અગિયાર) વખત પઢો.
- આ અમલ કરવા માટે ૨૧ (એકવીસ)થી વધુ અને ૧૧ (અગિયાર)થી ઓછા માણસો હોવા ન જોઈએ.

**અમલની બીજી આસાન રીતઃ**

બીમારીમાંથી સાજા થવા માટે ઉપરોકત દુરૂદ શરીફ :

૩૦૦ (ત્રણ સો તેર) વખત અથવા

૧૦૦ (એક સો) વખત અથવા

ફકત ૧૧ (અગિયાર) વખત પઢવું,

અને ત્યાર બાદ બીમાર માણસ પર, દવા પર અથવા પાણી પર દમ કરવો.

ઈન્શા અલ્લાહ બીમારીમાં જકડાયેલો માણસ સાજો થઈ જશે.

[સહાયક કિતાબ : ૩, પાનું : ૭૦]

## ૨૬ વબા (રોગચાળા)ને દૂર કરવા માટે

જો કોઈ જગ્યાએ કોઈ એવા પ્રકારનો રોગચાળો ફેલાઈ ગયો હોય, જેના ઈલાજમાં સખત પરેશાની અને મુશકેલી થતી હોય અથવા કોઈ સ્થળે રોગચાળો ફેલાવવાનો ભય હોય તો એવી પરિસ્થિતિમાં મસ્જિદમાં અથવા કોઈ પાક અને સ્વચ્છ જગ્યાએ ભેગાં થઈને વુઝૂની હાલતમાં સવા લાખ વખત દુરૂદે પાક પઢીને અલ્લાહ તઆલાથી દુઆ માંગવાથી રોગચાળાનો ભય દૂર થઈ જાય છે.

અલ્લાહ તઆલા દુરૂદે પાકની બરકતથી તે ઈલાકાને દરેક પ્રકારના જીવલેણ રોગચાળાથી સુરક્ષિત ફરમાવી દે છે.

## દરેક બીમારી અને દુઃખાવા માટે

### ૨૭ દરેક બીમારીથી શિફા માટે

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ بِعَدَدِ کُلِّ دَآءٍ وَّدَوَآءٍ ط وَبَارِکْ وَسَلِّمْ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિમ બિ અ-દ-દિ કુલ્લિ દાઈન વ દવાઈન. વ બારિક વ સલ્લિમ.'**

**અમલની રીત અને ફઝીલત :**

- પ્રથમ ઉપર લખેલું દુરૂદ શરીફ ત્રણ વખત પઢો.
- તે પછી સાત વખત સૂરએ 'ફાતિહા' (અલહમ્દુ શરીફ) બિસ્મિલ્લાહ સહિત પઢો.
- તે પછી ત્રણ વખત સૂરએ 'ઈખ્લાસ' (કુલ હુવલ્લાહુ શરીફ) બિસ્મિલ્લાહ સહિત પઢો.
- તે પછી ત્રણ વખત ઉપરનું દુરૂદ શરીફ પઢો.
- તે પછી બીમાર માણસ પર દમ કરો.

તેને શિફા નસીબ થશે, ઈન્શાઅલ્લાહુલ અઝીઝ.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૨૬, ૨૭]

### ૨૮ {A} દરેક બીમારીથી શિફા માટે
### {B} દરેક આફતથી રક્ષણ માટે
### {C} રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ખ્વાબમાં ઝિયારત થવા માટે

اَللّٰهُمَّ صَلِّ وَسَلِّمْ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى سَيِّدِنَا اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ سَيِّدِنَا اِبْرَاهِيْمَ، وَبَارِكْ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى سَيِّدِنَا اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ سَيِّدِنَا اِبْرَاهِيْمَ فِى الْعَالَمِيْنَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ، عَدَدَ خَلْقِكَ وَرِضٰى نَفْسِكَ وَزِنَةَ عَرْشِكَ وَمِدَادَ كَلِمَاتِكَ كُلَّمَا ذَكَرَهُ الذَّاكِرُوْنَ، وَكُلَّمَا غَفَلَ عَنْ ذِكْرِهِ الْغَافِلُوْنَ.

'અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ અલા સચ્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સચ્યિદિના મુહમ્મદિન કમા સલ્લય-ત અલા સચ્યિદિના ઈબ્રાહી-મ વ અલા આલિ સચ્યિદિના ઈબ્રાહીમ, વ બારિક અલા સચ્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સચ્યિદિના મુહમ્મદિન કમા બારક-ત અલા સચ્યિદિના ઈબ્રાહી-મ વ અલા આલિ સચ્યિદિના ઈબ્રાહી-મ ફિલ આ-લમી-ન ઈન્ન-ક હમીદુમ મજીદ. અ-દ-દ ખલ્કિ-ક વ રિઝા નફસિ-ક વ ઝિ-ન-ત અર્શિ-ક વ મિદા-દ કલિમાતિ-ક કુલ્લમા ઝ-ક-રહુઝઝાકિરૂન. વ કુલ્લમા ગ-ફ-લ અન ઝિકરિહિલ ગાફિલૂન.'

**આ દુરૂદ શરીફ પઢવાના ફાયદાઃ**

{A} દરેક બીમારીથીશિફા મળે છે.

{B} દરેક આફતથી રક્ષણ થાય છે.

{C} રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ખ્વાબમાં ઝિયારત થાય છે. [સહાયક કિતાબ : ૩, પાનું : ૫૬]

## ૨૯ દરેક બીમારીથી શિફા માટે

દરેક બીમારીથી શિફા માટે નકશબંદી પરિવારે આ દુરૂદ શરીફ બતાવ્યું છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ دَآءٍ وَّدَوَآءٍ بِعَدَدِ كُلِّ عِلَّةٍ وَّشِفَآءٍ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિન બિ અ-દદિ કુલ્લિ દાઈન વ દવાઈન બિ અ-દદિ કુલ્લિ ઈલ્લતિંવ વ શિફાઈન.'** [સહાયક કિતાબ : ૩, પાનું : ૬૬]

## ૩૦ દરેક બીમારીથી શિફા માટે

હઝરત મૌલાના સય્યિદ હુસયન અહમદ મદની રહમતુલ્લાહિ અલયહિએ દરેક બીમારીથી શિફા માટે આ દુરૂદ શરીફ બતાવેલું છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ دَآءٍ وَّدَوَآءٍ عَلٰى كُلِّ شَيْءٍ وَّشِفَآءٍ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિન બિ અ-દદિ કુલ્લિ દાઈન વ દવાઈન અલા કુલ્લિ શયઈંવ વ શિફાઈન.'**

[સહાયક કિતાબ : ૩, પાનું : ૬૬]

## ૩૧ દરેક બીમારીથી શિફા માટે

હઝરત મૌલાના સય્યિદ બદરે આલમ રહમતુલ્લાહિ અલયહિએ દરેક બીમારીથી શિફા માટે આ દુરૂદ શરીફ બતાવ્યું છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ طِبِّ الْقُلُوْبِ وَدَوَآئِهَا وَنُوْرِ الْاَبْصَارِ وَضِيَآئِهَا وَصِحَّةِ الْاَبْدَانِ وَشِفَآئِهَا.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન તિબ્બિલ કુલૂબિ વ દવાઈહા વ નૂરિલ અબસારિ વ ઝિયાઈહા વ સિહહતિલ અ–બ–દાનિ વ શિફાઈહા.’**

[સહાયક કિતાબ : ૩, પાનું : ૬૬]

## (૩૨) દરેક બીમારીથી શિફા માટે

હઝરત મૌલાના સૂફી સય્યિદ મુહમ્મદ આબિદ મલા રહમતુલ્લાહિ અલયહિએ શિફા માટે આ દુરૂદ શરીફ બતાવ્યું છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ طِبِّ الْقُلُوْبِ وَدَوَآئِهَا وَعَافِيَةِ الْاَبْدَانِ وَشِفَآئِهَا وَنُوْرِ الْاَبْصَارِ وَضِيَآئِهَا وَصِحَّةِ الْاَبْدَانِ وَشِفَآئِهَا.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન તિબ્બિલ કુલૂબિ વ દવાઈહા વ આફિ–યતિલ અબ્દાનિ વ શિફાઈહા વ નૂરિલ અબસારિ વ ઝિયાઈહા વ સિહહતિલ અ–બ–દાનિ વ શિફાઈહા.’**

[સહાયક કિતાબ : ૩, પાનું : ૬૭]

## (૩૩) દરેક બીમારીથી શિફા માટે

હુબ્બુન નસીમે શિફા માટે આ દુરૂદ શરીફ બતાવ્યું છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ ذَكَرَاللّٰهُ بِخَيْرٍ مَّنْ ذَكَرَنِىْ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન ઝ-ક-રલ્લાહુ બિ ખયરિમ મન ઝ-ક-રની.'**

[સહાયક કિતાબ : ૩, પાંનુ : ૬૭]

## (૩૪) દરેક બીમારીથી શિફા માટે

'ફઝાઈલે દુરૂદ શરીફ'માં શિફા માટે આ દુરૂદ શરીફ બતાવ્યું છે :

اَللّٰهُمَّ صَلِّ وَسَلِّمْ وَبَارِكْ عَلٰى رُوْحِ سَيِّدِنَا مُحَمَّدٍ فِى الْاَرْوَاحِ، وَصَلِّ وَسَلِّمْ عَلٰى قَلْبِ سَيِّدِنَا مُحَمَّدٍ فِى الْقُلُوْبِ وَصَلِّ وَسَلِّمْ عَلٰى جَسَدِ سَيِّدِنَا مُحَمَّدٍ فِى الْاَجْسَادِ وَصَلِّ وَسَلِّمْ عَلٰى قَبْرِ سَيِّدِنَا مُحَمَّدٍ فِى الْقُبُوْرِ.

**'અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ વ બારિક અલા રૂહિ સય્યિદિના મુહમ્મદિન ફિલ અરવાહિ, વ સલ્લિ વ સલ્લિમ અલા કલ્બિ સય્યિદિના મુહમ્મદિન ફિલ કુલૂબિ વ સલ્લિ વ સલ્લિમ અલા જ-સ-દિ સય્યિદિના મુહમ્મદિન ફિલ અજસાદિ વ સલ્લિ વ સલ્લિમ અલા કબરિ સય્યિદિના મુહમ્મદિન ફિલ કુબૂરિ.'**

[સહાયક કિતાબ : ૩, પાનું : ૬૭, ૬૮]

## (૩૫) દરેક બીમારીથી શિફા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ نَبِيِّنَا فِى الْاَنْبِيَآءِ،

اَللّٰهُمَّ صَلِّ عَلٰى رَسُوْلِنَا سَيِّدِنَا مُحَمَّدٍ
فِى الْمُرْسَلِيْنَ، وَعَلٰى اٰلِهٖ وَبَارِكْ وَسَلِّمْ
بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન નબિય્યિના ફિલ અમ્બિયાઅ. અલ્લાહુમ્મ સલ્લિ અલા રસૂલિના સય્યિદિના મુહમ્મદિન ફિલ મુરસલીન. વ અલા આલિહી વ બારિક વ સલ્લિમ. બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.'**

**અમલની રીત અને ફઝીલત:**

- પ્રથમ ઉપરોકત દુરૂદ શરીફ ૩ (ત્રણ) વખત પઢો.
- તે પછી 'يَاسَلَامُ' 'યા સલામુ' ૩૦૦૦ (ત્રણ હજાર) વખત પઢો.
- તે પછી ઉપરોકત દુરૂદ શરીફ ૩ (ત્રણ) વખત પઢો.
- તે પછી બીમાર પર, દવા પર અને પાણી પર દમ કરો.
- એ દમ કરેલી દવા અને પાણી બીમાર માણસને પીવડાવતા રહો.

આ અમલ કરવાથી ઈન્શા અલ્લાહ ત્રણ, પાંચ કે સાત દિવસમાં બીમાર માણસ સાજો થઈ જશે.

આ અમલ અજમાવેલ અને અનુભવસિદ્ધ છે.

[સહાયક કિતાબ : ૩, પાનું : ૬૯]

## ૩૬ દરેક બીમારીથી શિફા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ صَلٰوةً تُنْجِيْنَا
بِهَا مِنْ جَمِيْعِ الْاَهْوَالِ وَالْاٰفَاتِ، وَتَقْضِىْ

لَنَا بِهَا مِنْ جَمِيْعِ الْحَاجَاتِ، وَتُطَهِّرُنَا بِهَا
مِنْ جَمِيْعِ السَّيِّئَاتِ، وَتَرْفَعُنَا بِهَا
اَعْلَى الدَّرَجَاتِ، وَتُبَلِّغُنَا بِهَا اَقْصَى الْغَايَاتِ
مِنْ جَمِيْعِ الْخَيْرَاتِ فِى الْحَيٰوةِ وَ بَعْدَ
الْمَمَاتِ، اِنَّكَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન સલાતન તુન્જીના બિહા મિન જમીઈલ અહવાલિ વલ આફાત. વ તકદી લના બિહા મિન જમીઈલ હાજાત. વ તુતહિહરુના બિહા મિન જમીઈસ્સય્યિઆત. વ તરફઉના બિહા અઅલદ દ-ર-જાત. વ તુબલ્લિગુના બિહા અકસલ ગાયાતિ મિન જમીઈલ ખયરાતિ ફિલ હયાતિ વ બઅદલ મમાત. ઈન્ન-ક અલા કુલ્લિ શયઈન કદીર.'**

**અમલની રીત અને ફઝીલત:**

'દુરૂદે તુનજીના'નો વિર્દ વારંવાર કરવાથી,
તેને કાગળમાં લખી ઘરમાં લટકાવવાથી
બધાં જ પ્રકારની બીમારીઓ જેમ કે :

પ્લેગ, કોલેરા અને એવી અનેક પ્રકારની બીમારીઓ માટે ઘણું જ ફાયદાકારક છે.

એ દિલને પણ ઘણું જ સુકૂન અને શાંતિ આપનાર છે.

[સહાયક કિતાબ : ૩, પાનું : ૭૩]

**(૩૭) દરેક જાતના દુ:ખાવા માટે**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا

مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ دَآءٍ وَّدَوَآءٍ بِعَدَدِ كُلِّ عِلَّةٍ وَّشِفَآءٍ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિંન બિ અ–દદિ કુલ્લિ દાઈંવ વ દવાઈન બિ અ–દદિ કુલ્લિ ઈલ્લતિંવ વ શિફાઈન.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

કોઈ પણ પ્રકારનો દુઃખાવો હોય તો ઉપરોકત દુરૂદ શરીફ પઢીને બીમાર માણસ પર દમ કરો. ઈન્શા અલ્લાહ શિફા થશે.

ઝાફરાન (કેસર)થી લખીને બીમાર માણસને પિવડાવી દો તો ઈન્શા અલ્લાહ દુઃખાવો મટી જશે.

આ બેહતરીન અને અકસીર નુસખો છે.

[સહાયક કિતાબ : ૪, પાનું : ૨૦]

## (૩૮) દરેક જાતના દુઃખાવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ دَآءٍ وَدَوَآءٍ وَبَارِكْ وَسَلِّمْ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન બિ અ–દદિ કુલ્લિ દાઈન વ દવાઈન વ બારિક વ સલ્લિમ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

દરેક પ્રકારના દુઃખ અને દર્દ દૂર કરવા માટે શરૂમાં અને અંતમાં ઉપરોકત દુરૂદ શરીફ પઢો અને દુરૂદ શરીફના દરમિયાનમાં 'બિસ્મિલ્લાહ' સાથે સૂરએ 'ફાતિહા' પઢીને દમ કરો.

[સહાયક કિતાબ : ૯, પાનું : ૧૮]

## બીજો વિભાગ



## દિલની સમસ્યાઓ



### દિલ

### (૩૯) દિલમાં નૂર અને સાચી સમજ માટે

પહેલાં વિભાગમાં અમલ નંબર : ૨[A] માં બતાવેલો અમલ કરવાથી દિલમાં નૂર અને સાચી સમજ પૈદા થાય છે.

[સહાયક કિતાબ : ૩, પાનું : ૬૩, ૬૪, ૬૫]

### (૪૦) દિલમાંથી બુરા વિચારો, વસવસાઓ દૂર કરવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ مُّفَرِّقِ فِرَقِ الْكُفْرِ وَالطُّغْيَانِ وَمُشَتِّتِ بُغَاةِ جُيُوْشِ الْقَرِيْنِ وَالشَّيْطَانِ وَعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَّسَلِّمْ .

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિમ મુફર્રિકિ ફિ-રકિલ કુફરિ વત્તુગ્યાનિ વ મુશતતિતિ બુગાતિ જુયૂશિલ કરીનિ વશ્શયતાનિ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિંવ વ સલ્લિમ.'**

**અમલની રીત અને ફઝીલત:**

જે માણસ બુરા વિચારો અને શયતાની વસવસાઓના કારણે પરેશાન હોય તો તે ઉપરોક્ત દુરૂદ શરીફ પઢતો રહે, ઈન્શાઅલ્લાહ બુરા વિચારો અને શયતાની વસવસાઓથી છૂટકારો મળશે.

આ મુજર્રબ અને અનુભવસિદ્ધ અમલ છે.

[સહાયક કિતાબ : ૪, પાનું : ૨૧, કિતાબ : ૧૦, પાનું : ૩૭, ૩૮]

## (૪૧) દિલમાંથી રંજ અને ગમ દૂર કરવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ، اَللّٰهُمَّ صَلِّ عَلَيْهِ وَسَلِّمْ، وَاَذْهِبْ حُزْنَ قَلْبِىْ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ .

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદ.**
**અલ્લાહુમ્મ સલ્લિ અલયહિ વ સલ્લિમ.**
**વ અઝહિબ હુઝ-ન કલ્બી ફિદુન્યા વલ આખિરહ.'**

**અમલની રીત અને ફઝીલત:**

આ દુરૂદ શરીફ અને દુઆ પુષ્કળ પ્રમાણમાં પઢવાથી દિલમાંથી રંજ અને ગમ ઈ.અ. દૂર થશે. [સહાયક કિતાબ : ૩, પાનું : ૪૩]

## (૪૨) દિલ મરે નહિ તે માટે

અલ્લાહ તઆલાના બંદાઓને અલ્લાહ તઆલાના કલામ : કુર્આન મજીદ પ્રત્યે અસીમ મુહબ્બત અને અકીદત હોય છે. અલ્લાહ તઆલાના આવા એક મકબૂલ બંદા હઝરત અબૂબક્ર બિન મુહમ્મદ કત્તાની રહમતુલ્લાહિ અલયહિ છે. કઅબહ શરીફના તવાફો કરતાં કરતાં આપે હજારો વખત કુર્આન પાક ખતમ કરેલું. આ આપની કરામત હતી.

હુઝૂર શાફિએ મેહશર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની આપને અનેક વખત ખ્વાબમાં ઝિયારત થતી.

આવી એક મુલાકાત વખતે અલ્લાહ તઆલાના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમને આપે અરજ કરી :

"યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ !

મારા માટે દુઆ ફરમાવો કે મારું દિલ મરે નહીં.''

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી જવાબ મળ્યો :

''તમે દરરોજ ૪૦ (ચાલીસ) વખત આ દુઆ અને દુરૂદ શરીફ પઢતા રહો.''

يَا حَيُّ يَاقَيُّوْمُ، لَآاِلٰهَ اِلَّا اَنْتَ اَسْئَلُكَ اَنْ يُّحْيِىَ قَلْبِىْ.
اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّاٰلِهٖ وَسَلِّمْ.

**'યા હય્યુ યા કય્યૂમુ, લા ઈલા–હ ઈલ્લા અન્ત અસઅલુ–ક અંય યુહ્યી કલ્બી.**
**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ આલિહી વ સલ્લિમ.'**

[સહાયક કિતાબ : ૧૩, પાનું : ૧૦૭]

**૪૩** {A} **દિલમાંથી કીનો, કપટ, ઈર્ષ્યા, ગુસ્સો વગેરે બુરી વૃત્તિઓ દૂર કરવા માટે**
{B} **દિલને નિફાકથી પાક કરવા માટે**

સમરકંદ, બુખારાના એક બુઝુર્ગ જેમનું ઉપનામ અબૂઝફર છે. તેઓ રસ્તો ભૂલી ગયા. સામેથી એક માણસે બૂમ પાડી. બુઝુર્ગ સમજી ગયા કે આ ખિઝર રહમતુલ્લાહિ અલયહિ છે.

આપ નજીક ગયા. સલામ–કલામ અને ઓળખવિધિ થઈ. આપની સાથે હઝરત ઈલ્યાસ અલયહિસ્સલામ પણ હતા. ત્રણેવ સવારી ઉપર સવાર થઈ નીકળ્યા.

બુઝુર્ગે પૂછ્યું :

''હે ખિઝર ! આપે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ

સલ્લમને જોયા છે ? ''

તેમણે 'હાં' માં જવાબ આપ્યો.

પછી પૂછયું :

''આપને આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના ઈરશાદાત–હદીષો યાદ છે ? ''

આપે જવાબ આપ્યો :

''હાં ! ''

પછી પૂછયું :

''હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની કોઈ ખાસ વાત યાદ હોય તો જણાવો. જેથી હું રિવાયત કરી શકું.''

{A} હઝરત ખિઝર રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું :

''હું આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની મજલિસમાં બેઠો હતો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

''જે માણસ દિલનો કપટ, કીનો, ઈર્ષા, ગુસ્સો, નફરત, અભદ્ર વ્યવહાર દૂર કરવા ચાહે તે આ દુરૂદ શરીફ પઢે :

صَلَّى اللّٰهُ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ.

**'સલ્લલ્લાહુ અલા સય્યિદિના મુહમ્મદિન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ.'** ('રવઝતુલ મહબૂબ' : ૩૩૭)

{B} બીજો ફાયદો એ છે કે :

હઝરત ખિઝર અને હઝરત ઈલ્યાસ અલયહિમસ્સલામની ખાસ સનદથી મનકૂલ છે કે :

આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ફરમાવ્યું : "જે માણસ ઉપરોકત દુરૂદ શરીફ પઢશે એનું દિલ નિફાકથી પાક થઈ જશે. જેમ પાણીથી કપડું સાફ થાય છે."

(હિબ્બુન નસીમ' : ૨૮)

[સહાયક કિતાબ : ૧૦, પાનું : ૭૮, ૭૯, ૮૦]

## ત્રીજો વિભાગ



## ઈમાન, મોત, દફન, કબર



### ઈમાન

### (૪૪) ઈમાન પર મોત થવા માટે

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰی اٰلِہٖ وَصَحْبِہٖ وَسَلِّمْ بِعَدَدِ کُلِّ حَرْفٍ جَرٰی بِہِ الْقَلَمُ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિહી વ સહબિહી વ સલ્લિમ બિ અ-દદિ કુલ્લિ હરફિન જરા બિહિલ કલમ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

ઉપરનું દુરૂદ શરીફ મગરિબની નમાઝ બાદ, કોઈની સાથે વાત કર્યા વગર ૧૦ (દસ) વખત પઢનાર માણસ ઈમાનની સલામતી સાથે મૃત્યુ પામશે.

[સહાયક કિતાબ : ૩, પાનું : ૬૨, કિતાબ : ૧૦, પાનું : ૮૧]

### (૪૫) ઈમાન પર મોત થવા માટે અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શફાઅત વાજિબ થવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّاَنْزِلْهُ الْمَقْعَدَ الْمُقَرَّبَ عِنْدَكَ يَوْمَ الْقِيَامَةِ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અન્ઝિલહુલ મકઅદલ મુકર્ર-બ ઈન્દ-ક યવમલ કિયામતિ.'**

હુઝૂર પુરનૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના ફરમાન મુજબ આ દુરૂદ શરીફ પઢનાર માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની શફાઅત વાજિબ થશે. જેમાં ઈમાન પર ખાતિમહની ખૂશખબરી છે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૩૮]

**(૪૬) ઈમાનની હિફાઝત માટે**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ صَلَاةً دَآئِمَةً بِدَوَامِكَ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન સલાતન દાઈ-મતન બિ દવામિક.'**

જે માણસ ૫૦ (પચાસ) વખત દિવસમાં અને ૫૦ (પચાસ) વખત રાતમાં આ દુરૂદ શરીફને વઝીફા રૂપે પઢશે તેના ઈમાનની હિફાઝત થશે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૧૫]

## મોત, દફન, કબર

**(૪૭) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના મુબારક હાથ વડે દફન થવા માટે**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ ۨالنَّبِيِّ الْاُمِّيِّ الْحَبِيْبِ

اَلْعَالِی الْقَدْرِ الْعَظِیْمِ الْجَاهِ وَعَلٰی اٰلِهٖ وَصَحْبِهٖ وَسَلِّمْ.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિય્યિલ હબીબિલ આલિલ કદરિલ અઝીમિલ જાહિ વ અલા આલિહી વ સહબિહી વ સલ્લિમ.’**

**અમલની રીત અને ફઝીલતઃ**

જે માણસ આ દુરૂદ શરીફને દરરોજ ૧૦ (દસ) વખત રાતના સમયે અને જુમ્અહની સાંજે ૧૦૦ (એક સો) વખત પઢશે, તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના દસ્તે મુબારકથી દફન થશે. અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ મરનારને પોતાના દસ્તે મુબારકથી કબરમાં ઉતારશે અને તેને દફનાવશે. [સહાયક કિતાબ : ૩, પાનું : ૬૨, ૬૩]

**(૪૮)**

{A} **હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના મુબારક હાથોથી દફન થવા જેટલો સવાબ મેળવવા માટે**

{B} **કબરમાં નજાતનો ઝરીઓ બનવા માટે**

{C} **૨૦ (વીસ) રહમતો નાઝિલ થવા માટે**

اَللّٰهُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا مُحَمَّدِ اِۨ النَّبِیِّ الْاُمِّیِّ الْحَبِیْبِ
اَلْعَالِی الْقَدْرِ الْعَظِیْمِ الْجَاهِ وَعَلٰی اٰلِهٖ وَصَحْبِهٖ وَسَلِّمْ.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિય્યિલ હબીબિલ આલિલ કદરિલ અઝીમિલ જાહિ વ અલા આલિહી વ સહબિહી વ સલ્લિમ.’**

**અમલની રીત અને ફઝીલતઃ**

- જુમ્અહની દરેક રાત્રે ૧૦ (દસ) વખત આ દુરૂદ શરીફ પઢવું.
- અને જુમ્અહના આગલા દિવસે અર્થાત જુમેરાતની સાંજે ૧૦૦ (એક સો) વખત આ દુરૂદ શરીફ પઢવું.

{A} ● આ દુરૂદ શરીફનો પઢનાર જયારે મૃત્યુ પામશે ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના મુબારક હાથોથી દફન થવા જેટલો સવાબ હાસિલ કરશે.

{B} ● આ દુરૂદ શરીફ કબરમાં નજાતનો ઝરીઓ બનશે. (ઈ. અ.)

{C} ● આ દુરૂદ શરીફના પઢનાર પર ૨૦ (વીસ) રહમતો નાઝિલ થાય છે. [સહાયક કિતાબ : ૩, પાનું : ૪૧]

## (૪૯) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના મુબારક હાથ વડે દફન થવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ ﹻ النَّبِيِّ الْاُمِيِّ الْحَبِيْبِ الْعَالِى الْقَدْرِ الْعَظِيْمِ الْجَاهِ وَعَلٰى اٰلِهٖ وَصَحْبِهٖ وَسَلِّمْ.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિય્યિલ હબીબિલ આલિલ કદરિલ અઝીમિલ જાહિ વ અલા આલિહી વ સહબિહી વ સલ્લિમ.’**

હઝરત ઈમામ સિયૂતી રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું :

જે માણસ આ દુરૂદ શરીફને પ્રત્યેક જુમ્અહની રાત્રે માત્ર એક વખત પણ પઢશે તો એની કબરમાં હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ પોતે એની લાશ મૂકશે.

દરેક જુમ્અહની રાત્રે ૧૦૦ (એક સો) વખત અને દરરોજ

રાત્રે ૧૦ (દસ) વખત એને પઢવાનો મામૂલ બનાવી લેવો જોઈએ. જેથી ઉપરોકત ફઝીલત પ્રાપ્ત થાય. ઘણાં ઊંચા દરજજાનું દુરૂદ શરીફ છે. [સહાયક કિતાબ : ૧૦, પાનું : ૭૭, ૭૮]

## કબરની બારી

### ૫૦ કબરની બારી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કબરની બારી સાથે જોડવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ صَلاةً تَكُوْنُ لَكَ رِضًى وَّلِحَقِّهٖ اَدَآءً.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિન સલાતન તકૂનુ લ-ક રિઝંવ વ લિ હક્કિહી અદાઅન.'**

**અમલની રીત અને ફઝીલત:**

જે માણસ આ દુરૂદ શરીફને દરરોજ ૩૦ (ત્રીસ) વખત પઢશે તેની કબર અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની કબર એક બારીથી જોડાઈ જશે. [સહાયક કિતાબ : ૩, પાનું : ૬૩]

### ૫૧ કબરની બારી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કબરની બારી સાથે જોડવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلاةً تَكُوْنُ لَكَ رِضًى وَّلِحَقِّهٖ اَدَآءً.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન સલાતન તકૂનુ લ-ક રિઝવં વ લિ હક્કિહી અદાઅન.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

જે માણસ ફજર અને મગરિબની નમાઝ પછી ૩૩ (તેત્રીસ) વખત આ દુરૂદ શરીફ પઢશે તે માણસની કબર અને નબી સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની કબરની વચ્ચે એક બારી ખુલ્લી મૂકી દેવામાં આવશે અને રોઝએ અકદસની ઝિયારત નસીબ થશે.

[સહાયક કિતાબ : ૯, પાનું : ૧૬]

**ચોથો વિભાગ**



## પુલસિરાત, જન્નત, દોઝખ



### પુલસિરાત

**(૫૨) પુલસિરાત પર ચાંદ જેવો ચહેરો થવા માટે**

اَللّٰهُمَّ صَلِّ عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ صَلٰوتِكَ شَيْءٌ وَّبَارِكْ عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ بَرَكَاتِكَ شَيْءٌ وَّارْحَمِ النَّبِيِّ حَتّٰى لَا يَبْقٰى مِنْ رَحْمَتِكَ شَيْءٌ وَّسَلِّمْ عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ سَلَامِكَ شَيْءٌ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલન્નબિય્યિ મુહમ્મદિન હત્તા લા યબકા મિન સલાતિ-ક શયઉંવ વ બારિક અલન્નબિય્યિ મુહમ્મદિન હત્તા લા યબકા મિન બ-રકાતિ-ક શયઉંવ વર-હમિન્નબિય્યિ હત્તા લા યબકા મિન રહ-મતિ-ક શયઉંવ વ સલ્લિમ અલન્નબિય્યિ મુહમ્મદિન હત્તા લા**

**ચબક઼ા મિન સલામિ–ક શયઉન.'**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના ફરમાન મુજબ આ દુરૂદ શરીફ પઢનારનો ચહેરો પુલસિરાત ઓળંગતી વખતે ચાંદથી પણ વધુ ચમકદાર હશે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૨૩]

**જન્નત**

## (૫૩) મોતથી પહેલાં જન્નતમાં પોતાનું સ્થાન જોવા માટે

اَللّٰهُمَّ صَلِّ وَسَلِّمْ عَلٰى سَيِّدِنَا الْمُزَّمِّلِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَعَلٰٓى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَبَارَكْ وَسَلَّمَ.

**'અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ અલા સય્યિદિનલ મુઝઝમ્મિલિ સલ્લલ્લાહુ અલયહિ વ અલા આલિહી વ અસ્હાબિહી વ બારક વ સલ્લમ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

જો કોઈ માણસ મરવા પહેલાં જન્નતમાં પોતાનું ઠેકાણું જોવા માંગે તો તે આ દુરૂદ શરીફ પઢયા કરે.

ઈન્શા અલ્લાહ તેની ઈચ્છા પૂરી થશે.

[સહાયક કિતાબ : ૪, પાનું : ૩૭]

## (૫૪) મોતથી પહેલાં જન્નતમાં પોતાનું સ્થાન જોવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّاٰلِهٖ اَلْفَ اَلْفَ مَرَّةٍ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ આલિહી અલ્ફ અલ્ફ મર્રતિન.'**

જે માણસ જુમ્અહના દિવસે ૧૦૦૦ (એક હજાર )વખત આ

દુરૂદ શરીફ પઢશે તો તેનું મોત ત્યાં સુધી નહિ આવશે જયાં સુધી તે પોતાનું ઠેકાણું જોઈ ન લે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૩૧]

## (૫૫) મોતથી પહેલાં જન્નતમાં પોતાનું સ્થાન જોવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّاٰلِهٖ اَلْفَ اَلْفَ مَرَّةٍ.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ આલિહી અલ્ફ અલ્ફ મર્રતિન.’**

**અમલની રીત અને ફઝીલતઃ**

હદીષ શરીફમાં છે કે :

“જે માણસ જુમ્અહના દિવસે આ દુરૂદ શરીફને ૧૦૦૦ (એક હજાર) વખત પઢશે તો જયાં સુધી તે માણસ જન્નતમાં પોતાનું સ્થાન જોશે નહિ ત્યાં સુધી મૃત્યુ પામશે નહિ.”

[સહાયક કિતાબ : ૩, પાનું : ૪૬]

## (૫૬) અલ્લાહ તઆલા બખ્શિશ ફરમાવીને તાઝીમથી જન્નતમાં મોકલે તે માટે

હઝરત ઈમામ ઈસ્માઈલ ઈબ્ને મુઝની રહમતુલ્લાહિ અલયહિ, જેઓ હઝરત ઈમામ શાફિઈ રહમતુલ્લાહિ અલયહિના શાગિર્દોમાંથી છે, તેઓ નકલ કરે છે કે :

મેં હઝરત ઈમામ શાફિઈ રહમતુલ્લાહિ અલયહિને વફાત પછી ખ્વાબમાં જોયા તો પૂછયું :

અલ્લાહ તઆલાએ આપથી કેવો મામલો ફરમાવ્યો ?

તેમણે જવાબ આપ્યો :

મને બખ્શી દીધો અને હુકમ ફરમાવ્યો કે :

મને તાઝીમની સાથે જન્નતમાં લઈ જવામાં આવે અને આ એક દુરૂદ શરીફની બરકત છે જેને હું પઢયા કરતો હતો.

મેં પૂછયું :

તે કયું દુરૂદ શરીફ છે ?

ફરમાવ્યું :

તે આ દુરૂદ શરીફ છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ كُلَّمَا ذَكَرَهُ الذَّاكِرُوْنَ وَصَلِّ عَلٰى مُحَمَّدٍ كُلَّمَا غَفَلَ عَنْ ذِكْرِهِ الْغَافِلُوْنَ -

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન કુલ્લમા ઝ–ક–રહુઝ ઝાકિરૂ–ન, વ સલ્લિ અલા મુહમ્મદિન કુલ્લમા ગ–ફ–લ અન ઝિકરિહિલ ગાફિલૂ–ન.'**

[સહાયક કિતાબ : ૧૦, પાનું : ૧૮, ૧૯]

## (૫૭) જન્નતના ખાસ જાતના ફળ મળે તે માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَعَلٰٓى اٰلِ مُحَمَّدٍ وَّبَارِكْ وَسَلِّمْ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિ–ક વ અલા આલિ મુહમ્મદિંવ વ બારિક વ સલ્લિમ.'**

જે માણસ દરરોજ આ દુરૂદ શરીફની પાબંદી કરશે તે જન્નતમાં ખાસ જાતના ફળ અને મેવાઓ ખાશે.

[સહાયક કિતાબ : ૯, પાનું : ૨૦]

## <u>દોઝખ (જહન્નમ)</u>

## (૫૮) દોઝખ (જહન્નમ)થી બચવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ اِۨالنَّبِيِّ الْاُمِيِّ وَعَلٰٓى اٰلِهٖ وَسَلِّمْ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિયિ વ અલા આલિહી વ સલ્લિમ.'**

હઝરત ખલ્લાદ રહમતુલ્લાહિ અલયહિ જુમ્અહના દિવસે આ દુરૂદ શરીફ ૧૦૦૦ (એક હજાર) વખત પઢયા કરતા હતા.

એમના ઈન્તિકાલ પછી એમના તકિયાના નીચેથી એક કાગળ મળ્યો જેના ઉપર લખ્યું હતું કે :

ખલ્લાદ બિન કસીર રહમતુલ્લાહિ અલયહિના માટે આ કાગળ દોઝખથી આઝાદીનું સર્ટીફિકેટ છે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૧૧]

# પાંચમો વિભાગ



## મગફિરત, ગુનાહો માફ થવા



### મગફિરત

## (૫૯) આખિરતમાં મગફિરત માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ كُلَّمَا ذَكَرَهُ الذَّاكِرُوْنَ وَكُلَّمَا غَفَلَ عَنْ ذِكْرِهِ الْغَافِلُوْنَ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન કુલ્લમા ઝ-ક-રહુઝઝાકિરૂ-ન વ કુલ્લમા ગ-ફ-લ અન**

ઝિકરિહિલ ગાફિલૂન.'

## આ દુરૂદ શરીફની ફઝીલત માટે પહેલી રિવાયત

'હઝરત ઈમામ ઈસ્માઈલ બિન ઈબ્રાહીમ મુઝની (રહ.)એ હઝરત ઈમામ શાફિઈ રહિમહુલ્લાહુને સ્વપ્નમાં જોયા અને પૂછયું :

અલ્લાહ પાકે તમારા સાથે શું મામલો (વર્તાવ) કર્યો ?

તો એમણે જવાબ આપ્યો કે :

આ દુરૂદ શરીફની બરકતથી અલ્લાહ પાકે મને બખ્શી દીધો અને ઈઝઝત, એહતિરામથી જન્નતમાં લઈ જવાનો હુકમ કર્યો.

[સહાયક કિતાબ : ૯, પાનું : ૧૪]

## આ દુરૂદ શરીફની ફઝીલત માટે બીજી રિવાયત

'રવઝતુલ અહબાબ' કિતાબમાં હઝરત ઈમામ ઈસ્માઈલ બિન ઈબ્રાહીમ મદનીથી મનકૂલ છે કે :

તેમણે હઝરત ઈમામ શાફિઈ રહમતુલ્લાહિ અલયહિને ઈન્તિકાલ પછી ખ્વાબમાં જોયા અને પૂછયું કે :

અલ્લાહ તઆલાએ આપની સાથે શું વર્તાવ કર્યો ?

તેઓ બોલ્યા :

મને બખ્શી દીધો અને હુકમ આપ્યો કે :

મને તઅઝીમ અને એહતિરામની સાથે જન્નતમાં લઈ જાય અને આ બધી એક દુરૂદ શરીફની બરકત છે. જેને હું પઢતો હતો.

મેં પૂછયું કે :

તે કયું દુરૂદ શરીફ છે ?

તો આપે ઉપર લખેલું દુરૂદ શરીફ બતાવ્યું.

[સહાયક કિતાબ : ૨, પાનું : ૯૦]

## ૬૦ પુલસિરાત પર નૂર માટે અને ૮૦ (એંસી) વરસના ગુનાહ માફ થવા માટે

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا مُحَمَّدِ نِ النَّبِیِّ الْاُمِّیِّ وَعَلٰی اٰلِہٖ وَسَلِّمْ تَسْلِیْمًا.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિય્યિ વ અલા આલિહી વ સલ્લિમ તસ્લીમા.'**

હઝરત અબૂહુરયરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વસલ્લમે ફરમાવ્યું :

"મારા પર દુરૂદ શરીફ પઢીને મોકલવું પુલસિરાત પર પસાર થતી વખતે નૂર છે.

અને જે માણસ જુમ્અહના દિવસે ૮૦ (એંસી) વખત મારા પર દુરૂદ શરીફ પઢે, તેના ૮૦ (એંસી) વરસના ગુનાહ માફ થઈ જાય છે."

પૂછવામાં આવ્યું :

"યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ ! આપ પર કેવી રીતે દુરૂદ શરીફ પઢીએ ? "

આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ફરમાવ્યું કે :

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ عَبْدِکَ وَنَبِیِّکَ وَرَسُوْلِکَ النَّبِیِّ الْاُمِّیِّ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિ-ક**

**વ નબિય્યિ-ક વ રસૂલિ-કન્નબિય્યિલ ઉમ્મિય્યિ.'**

[સહાયક કિતાબ : ૨, પાનું : ૯૭]

બ હવાલા : 'અલ કવલુલ બદીઅ'

## (૬૧) ગુનાહો માફ થવા માટે

لَآاِلٰهَ اِلَّااللّٰهُ، اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ.

**'લા ઈલા-હ ઈલ્લલ્લાહુ, અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન.'**

જે કોઈ આ દુરૂદ શરીફને કલિમહ સાથે પઢશે તેના બધાં ગુનાહો માફ થઈ જશે.

આ કલિમહ એક લીલા રંગની પક્ષી જેવો દેખાય છે. જેની બે પાંખો હોય છે. તેની પહોળાઈ પૂર્વ અને પશ્ચિમ જેટલા વિસ્તારને ઢાંકી દે છે. આ પક્ષીનો અવાજ વીજળી જેવો હોય છે અને તે અવાજ જન્નતમાં જયાં અલ્લાહ તઆલાનો અર્શ (અર્શે મુઅલ્લા) છે, ત્યાં સંભળાય છે.

અલ્લાહ તઆલા પક્ષીને ખામોશ રહેવાનું કહે છે.

પરંતુ પક્ષી કહે છે કે :

હું શા માટે ખામોશ રહું ? મને પઢનારની બક્ષિશ થઈ નથી.

આ પ્રમાણે અલ્લાહ તઆલા અને પક્ષીના ત્રણ વખત સવાલ-જવાબ થાય છે.

છેવટે અલ્લાહ તઆલા ફરમાવે છે કે :

જા, તને પઢનારની મેં (અલ્લાહ તઆલાએ) બક્ષિશ કરી આપી. ત્યાર બાદ પક્ષી ખામોશ થઈ જાય છે.

આ દુરૂદ શરીફને સવાર-સાંજ ૧૦૦ (એક સો) વખત પઢવું

જોઈએ.

'કન્ઝુલ ઉમ્માલ' કિતાબમાં રિવાયત છે કે :

"જે માણસ 'લા' ના મદને ખેંચીને પઢશે તો અલ્લાહ તઆલા એના ૪૦૦૦ (ચાર હજાર) ગુનાહ માફ ફરમાવે છે."

[સહાયક કિતાબ : ૩, પાનું : ૩૯, કિતાબ : ૧૦, પાનું : ૭૫, ૭૬]

## (૬૨) મગફિરત માટે દુરૂદે ખમ્સહ (પાંચ દુરૂદ શરીફ)

(١) اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍۢ بِعَدَدِ مَنْ صَلّٰى عَلَيْهِ

(٢) وَصَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍۢ بِعَدَدِ مَنْ لَمْ يُصَلِّ عَلَيْهِ

(٣) وَصَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ كَمَآ اَمَرْتَ بِالصَّلٰوةِ عَلَيْهِ

(٤) وَصَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا تُحِبُّ اَنْ يُّصَلّٰى عَلَيْهِ

(٥) وَصَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا يَنْۢبَغِىْ اَنْ تُصَلّٰى عَلَيْهِ.

**[૧] 'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિમ બિ અ-દદિ મન સલ્લા અલયહિ,**

**[૨] વ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિમ બિ અ-દદિ મન લમ યુસલ્લિ અલયહિ,**

**[૩] વ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિમ કમા અમર-ત બિસ્સલાતિ અલયહિ,**

**[૪] વ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન કમા તુહિબ્બુ અંય યુસલ્લા અલયહિ,**

**[૫] વ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિમ કમા યમ્બગી અન તુસલ્લા અલયહિ.'**

હઝરત ઈમામ શાફિઈ રહમતુલ્લાહિ અલયહિએ જણાવ્યું છે કે :

કોઈ માણસે તેમને વફાત પછી ખ્વાબમાં જોયા અને મગફિરતનું કારણ પૂછયું.

તેમણે જવાબ આપ્યો કે :

તેઓ જુમ્અહની આગલી સાંજે (જુમેરાતે) આ ૫ (પાંચ) દુરૂદ શરીફ પઢતા હતા.

[સહાયક કિતાબ : ૩, પાનું : ૪૭, કિતાબ : ૧૦, પાનું : ૨૨, ૨૩]

## ૬૩ જન્નતી પક્ષીની મગફિરતની દુઆ મેળવવા માટે

اَلْحَمْدُ لِلّٰهِ عَلٰى كُلِّ حَالٍ،
وَّصَلَّى اللّٰهُ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اَهْلِ بَيْتِهٖ.

**‘અલ્હમ્દુ લિલ્લાહિ અલા કુલ્લિ હાલ; વ સલ્લલ્લાહુ અલા મુહમ્મદિંવ વ અલા અહલિ બયતિહ.’**

**અમલની રીત અને ફઝીલત:**

જો કોઈ વ્યકિતને છીંક આવે અને તે આ દુઆ તથા દુરૂદ શરીફ પઢી લે, તો અલ્લાહ તઆલા એક પક્ષી પૈદા ફરમાવશે, જે અર્શે ઈલાહીની નીચે પોતાની પાંખોને હલાવ્યા અને ફફડાવ્યા કરશે અને દુઆ કરશે :

“હે અલ્લાહ તઆલા ! આ શબ્દો પઢનાર વ્યકિતની મગફિરત ફરમાવી દે.” [સહાયક કિતાબ : ૧, પાનું : ૭૬, ૭૭]

## ૬૪ ૮૦ (ઐંસી) વરસના ગુનાહ માફ થવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ
وَرَسُوْلِكَ النَّبِيِّ الْاُمِّيِّ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિ–ક**
**વ રસૂલિ–કન્નબિય્યિલ ઉમ્મિય્યિ.'**

**અમલની રીત અને ફઝીલત:**

હુઝૂર પુરનૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :
"જે માણસ ૮૦ (એંસી) વખત આ દુરૂદ શરીફ પઢશે તો અલ્લાહ તઆલા તેના ૮૦ (એંસી) વરસના ગુનાહ માફ કરી દેશે." [સહાયક કિતાબ : ૯, પાનું : ૨૯]

## ૬૫ ૮૦ (એંસી) વરસના ગુનાહ માફ થવા માટે

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا مُحَمَّدٍ عَبْدِکَ وَنَبِیِّکَ
وَرَسُوْلِکَ النَّبِیِّ الْاُمِّیِّ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન અબ્દિ–ક**
**વ નબિય્યિ–ક વ રસૂલિ–કન્નબિય્યિલ ઉમ્મિય્યિ.'**

**અમલની રીત અને ફઝીલત:**

જુમ્અહના દિવસ દરમિયાન આ દુરૂદ શરીફ પઢનારના ૮૦ (એંસી) વરસના ગુનાહ ઈન્શા અલ્લાહ માફ થઈ જશે.

[સહાયક કિતાબ : ૩, પાનું : ૫૦]

## ૬૬ ૮૦ (એંસી) વરસના ગુનાહ માફ થવા માટે

صَلَّی اللّٰہُ عَلٰی سَیِّدِنَا مُحَمَّدِنِ النَّبِیِّ الْاُمِّیِّ وَعَلٰی اٰلِہٖ
وَسَلِّمْ تَسْلِیْمًا.

**'સલ્લલ્લાહુ અલા સય્યિદિના મુહમ્મદિનિન્નબિય્યિલ**
**ઉમ્મિય્યિ વ અલા આલિહી વ સલ્લિમ તસલીમા.'**

હઝરત અબૂહુરૈરહ રદિયલ્લાહુ તઆલા અન્હુએ હદીષ શરીફ રિવાયત કરી છે કે :

"જો કોઈ માણસ જુમ્અહના દિવસે અસરની નમાઝ બાદ પોતાની જગ્યાએથી ઉઠવા પહેલાં ૮૦ (એંસી) વખત આ દુરૂદ શરીફ પઢશે તેના ૮૦ (એંસી) વરસના ગુનાહ માફ થશે અને ૮૦ (એંસી) વરસની ઈબાદતનો સવાબ મળશે."

હઝરત સખાવી રહિમહુલ્લાહુ બીજી હદીષ શરીફ નકલ કરે છે :

હઝરત અનસ રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત છે કે :

"જે કોઈ આ દુરૂદ શરીફ એક વખત પઢશે અને જો અલ્લાહ તઆલા કબૂલ ફરમાવી લેશે તો તેના ૮૦ (એંસી) વરસના ગુનાહો માફ થશે. (ઈન્શા અલ્લાહ)."

[સહાયક કિતાબ : ૩, પાનું : ૫૮]

## (૬૭) ૮૦ (એંસી) વરસના ગુનાહ માફ થવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَنَبِيِّكَ
وَرَسُوْلِكَ النَّبِيِّ الْاُمِّيِّ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિ-ક**
**વ નબિય્યિ-ક વ રસૂલિ-કન્નબિય્યિલ ઉમ્મિય્યિ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

જુમ્અહના દિવસે આ દુરૂદ શરીફ ૮૦ (એંસી) વખત પઢવાથી ૮૦ (એંસી) વરસના ગુનાહ માફ થઈ જાય છે.

[સહાયક કિતાબ : ૪, પાનું : ૪૫]

## (૬૮) આખિરતની પકડથી બચવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِهٖ وَبَارِكْ وَسَلِّمْ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિહી વ બારિક વ સલ્લિમ.'**

**અમલની રીત અને ફઝીલત:**

ઝોહરની નમાઝ પછી ૧૦૦ (એક સો) વખત આ દુરૂદ શરીફ પઢીને દુઆ કરવી જોઈએ. અલ્લાહ તઆલા કોઈ નેઅમતની અવગણના પર આખિરતમાં એની પકડ કરશે નહિ.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૨૮, ૨૯]

## ૬૯ દુનિયા અને આખિરતના અઝાબથી મુક્તિ માટે

હઝરત ઈમામ ગઝાલી રહમતુલ્લાહિ અલયહિ લખે છે કે :

હઝરત મુહમ્મદ બિન અલમુન્કદિર રહમતુલ્લાહિ અલયહિ પોતાના વાલિદ સાહબથી રિવાયત કરે છે :

"હઝરત સુફિયાન સૌરી રહમતુલ્લાહિ અલયહિએ કઅબહ શરીફનો તવાફ કરતા સમયે એક એવા નવયુવાનને જોયો જે ડગલે અને પગલે દુરૂદે પાક પઢી રહ્યો હતો."

હઝરત સુફિયાન સૌરી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

મેં પૂછ્યું :

"હે નવયુવાન ! તમે તસબીહ અને તહલીલને છોડીને માત્ર દુરૂદે પાક જ પઢો છો. શું એનું કોઈ ખાસ કારણ છે ? "

નવયુવાને પૂછ્યું :

"આપ કોણ છો ? "

મેં તેને બતાવ્યું કે :

"સુફિયાન સૌરી મારું નામ છે."

તે નવયુવાન કહેવા લાગ્યો કે :

"જો આપની ગણના અલ્લાહ તઆલાના બરગુઝીદહ બંદાઓમાં ન હોતે તો હું કદી પણ આપને આ રાઝ (રહસ્ય) ન બતાવતે, પણ આપ નેક માણસ છો, એટલા માટે હું આપને બતાવું છું કે :

હું પોતાના વાલિદ સાહબની સાથે હજની નિય્યતથી નીકળ્યો. મારા વાલિદ સાહબ રસ્તામાં એક જગ્યાએ બીમાર પડી ગયા. મેં તેમનો ઈલાજ અને ઉપચાર કરાવ્યો અને તેમનો જીવ બચાવવા માટે ઘણી કોશિશ કરી, પણ કોઈ પણ ઈલાજ નફાકારક સાબિત ન થયો. હું પોતાના વાલિદ સાહબને મૌતથી બચાવી શકયો નહિ. મારા વાલિદ સાહબનો ઈન્તિકાલ થઈ ગયો."

મેં જોયું કે :

મારા વાલિદ સાહબનો ચહેરો ખૂબ જ કાળો થઈ ગયો.

મેં **'ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન'** પઢીને પોતાના વાલિદ સાહબનો ચહેરો ઢાંકી દીધો. મને મારા વાલિદ સાહબની આ હાલત જોઈને ઘણી જ તકલીફ થઈ.

મેં વિચાર્યું કે :

મારા વાલિદ સાહબ કદાચ મુનાફિક હતા અને પોતાના નિફાકને લોકોથી ગુપ્ત રાખતા હતા. આ જ ચિંતાની હાલતમાં મારી આંખો ભારે થઈ ગઈ અને મને ઊંઘ આવી ગઈ.

સ્વપ્નમાં મેં એક એવા નવયુવાનને જોયો જે સુંદરતા અને ખૂબસૂરતીમાં અજોડ હતો. તેનો પોષાક પવિત્ર હતો અને તેની મુબારક હાજરીથી એટલી ખૂશબૂ આવી રહી હતી કે તેનાથી સારી ખૂશબૂ મને

આખી ઝિંદગીમાં પ્રાપ્ત થઈ ન હતી. તેના પોષાકથી વધુ સુંદર પોષાક મારી આંખોએ કદી જોયો ન હતો.

તે ઈઝઝતવાન અને ખૂબસૂરત શખ્સિયત ઘણી નાઝુક ગતિની સાથે આવી. અને મારા વાલિદ સાહબના ચહેરા પરથી કપડું હટાવીને હાથથી ચહેરા તરફ ઈશારો કર્યો. મારા વાલિદ સાહબના ચહેરાની કાળાશ નૂરથી બદલાઈ ગઈ. મારા વાલિદ સાહબનો ચહેરો સફેદ થઈ ગયો.

આ દશ્ય જોઈને મારી ખૂશીનું કોઈ ઠેકાણું ન રહ્યું.

જયારે તેઓ પાછા જવા લાગ્યા તો મેં દામન પકડીને અરજ કરી :

"અલ્લાહ તઆલાએ આપના તુફૈલ આ અજાણી જગ્યાએ મારા વાલિદ સાહબની ઈઝઝત જાળવી લીધી.

હે અલ્લાહ તઆલાના બંદા ! આપ કોણ છો અને મારા વાલિદ સાહબ અને મારા હકમાં આ એહસાન કઈ નેકીના બદલામાં કરી રહ્યા છો અને આ સફરમાં મને આ રંજ અને ગમથી શા માટે નજાત આપી રહ્યા છો ? "

તેમણે મારી તરફ શફકતથી જોયું અને ફરમાવ્યું :

"તમે મને ઓળખતા નથી ?

હું સાહિબે કુર્આન, અલ્લાહ તઆલાનો નબી મુહમ્મદ બિન અબ્દુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ) છું.

તારો વાલિદ જો કે ઘણો ગુનેહગાર હતો અને તેનામાં ઘણી ખરાબ ટેવો હતી, પણ આ બધી ખરાબ ટેવો છતાં મારા પર પુષ્કળ દુરૂદ શરીફ પઢીને મોકલતો હતો.

જયારે તેના પર મુસીબત નાઝિલ થઈ તો તેણે મારાથી મદદ માંગી.

હું તેની ફરિયાદ સાંભળતાં જ પહોંચ્યો, કારણ કે હું દરેક તે માણસનો જે મારા પર પુષ્કળ પ્રમાણમાં દુરૂદ શરીફ પઢીને મોકલે છે, હું તેનો મદદગાર છું.''

નવયુવાને કહ્યું કે :

તે પછી અચાનક મારી આંખ ખુલી ગઈ.

મેં જોયું કે :

ખરેખર મારા વાલિદ સાહબનો ચહેરો સફેદ થઈ ગયો હતો.

તે દિવસથી લઈને આજ સુધી મારી ઝબાન પર દુરૂદે પાકનો જ વિર્દ ચાલુ રહેતો હતો અને ઈન્શા અલ્લાહ આખી ઝિંદગી ચાલુ રહેશે.

મને સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી શફાઅતની ઉમ્મીદ છે અને એ જ શફાઅતથી જ મને નજાત મળશે.

હઝરત સુફિયાન સૌરી રહમતુલ્લાહિ અલયહિએ આ બનાવને સાંભળીને ફરમાવ્યું કે :

હે નવયુવાન ! તમે ઠીક કહો છો.

તે પછી આપે પોતાના શાગિર્દોને હુકમ આપ્યો કે :

આ બનાવને બીજા મુસલમાનો સુધી પહોંચાડો. પોતાની કિતાબોમાં લખો જેથી હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામ પર પઢવામાં આવેલ દુરૂદે પાકની બરકતથી દુનિયા અને આખિરતના અઝાબથી નજાત હાસિલ થાય. આખિરતની તકલીફો આસાન થાય અને અલ્લાહ  તઆલાની રહમત નસીબ થાય.

[સહાયક કિતાબ : ૮, પાનું : ૧૦૫ થી ૧૦૮]

## ૭૦ બુરાઈથી બચવા અને ગુનાહોથી કફફારા માટે

اَللّٰهُمَّ صَلِّ وَسَلِّمْ عَلٰى سَيِّدِنَا الْمُدَّثِّرِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَبَارِكْ وَسَلِّمْ.

**'અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ અલા સય્યિદિનલ મુદ્દષ્ષિરિ સલ્લલ્લાહુ અલયહિ વ અલા આલિહી વ અસહાબિહી વ બારિક વ સલ્લિમ.'**

**અમલની રીત અને ફઝીલત:**

જો કોઈ માણસ બુરાઈથી બચવા માંગે અને ગુનાહોથી કફ્ફારહ ચાહે તો આ દુરૂદ શરીફ પઢતો રહે. ઈન્શા અલ્લાહ તેની ઈચ્છા પૂરી થશે. [સહાયક કિતાબ : ૪, પાનું : ૩૪]

## છઠ્ઠો વિભાગ

## હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની શફાઅત માટે

**શફાઅત**

## ૭૧ કિયામતમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શફાઅત મેળવવા માટે પહેલો અમલ

اَللّٰهُمَّ اَعْطِ سَيِّدَنَا مُحَمَّدِ نِ الْوَسِيْلَةَ وَاجْعَلْ فِى الْمُصْطَفَيْنِ مُحَبَّتَهٗ وَفِى الْعَالَمِيْنَ دَرَجَتَهٗ وَفِى الْمُقَرَّبِيْنَ دَارَهٗ .

**'અલ્લાહુમ્મ અઅતિ સય્યિદિના મુહમ્મદિનિલ વસી-લ-ત વજઅલ ફિલ મુસ્તફયનિ મુહબ્બ-તહૂ વ ફિલ આ-લમી-ન દ-ર-જ-તહૂ વ ફિલ મુકર્રબી-ન દા-રહૂ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

જે માણસ આ દુરૂદ શરીફ કોઈ પણ ફર્ઝ નમાઝ પછી પઢશે તે કિયામતના દિવસે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની સિફારિશ મેળવશે. [સહાયક કિતાબ : ૩, પાનું : ૬૨]

## ૭૨ કિયામતમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સિફારિશ મેળવવા માટે બીજો અમલ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّاَنْزِلْهُ الْمَقْعَدَ الْمُقَرَّبَ عِنْدَکَ یَوْمَ الْقِیَامَةِ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અન્ઝિલહુલ મકઅ-દલ મુકર્ર-બ ઈન્દ-ક યવમલ કિયામહ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

જે માણસ આ દુરૂદ શરીફને પઢવાનો મામૂલ બનાવશે તેના માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની શફાઅત વાજિબ થશે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૭]

## ૭૩ કિયામતમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સિફારિશ મેળવવા માટે ત્રીજો અમલ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّاَنْزِلْهُ الْمَقْعَدَ الْمُقَرَّبَ عِنْدَکَ یَوْمَ الْقِیَامَةِ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અન્ઝિલહુલ મકઅ-દલ મુકર્ર-બ ઈન્દ-ક યવમલ કિયામહ.'**

હઝરત રુવયફઅ બિન સાબિત અનસારી રદિયલ્લાહુ તઆલા અન્હુ ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

"જે માણસ આ દુરૂદ શરીફ પઢે તો તેના પર મારી શફાઅત વાજિબ થઈ જાય છે."

આ દુરૂદ શરીફ હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રદિયલ્લાહુ તઆલા અન્હુથી મરફૂઅન રિવાયત થયેલ છે.

અને એક હદીષ શરીફમાં છે કે :

"જે માણસ મારા માટે વસીલાની દુઆ કરશે તેના પર મારી શફાઅત ઉતરશે અર્થાત ખાતરી થઈ જશે."

બીજી જગ્યાએ ઈરશાદ છે કે :

(મારી શફાઅત) વાજિબ થઈ જશે.

اَللّٰهُمَّ صَلِّ عَلٰى (سَيِّدِنَا) مُحَمَّدٍ وَّاَبْلِغْهُ الْوَسِيْلَةَ وَالدَّرَجَةَ الرَّفِيْعَةَ مِنَ الْجَنَّةِ ط اَللّٰهُمَّ اجْعَلْ فِى الْمُصْطَفَيْنَ مَحَبَّتَهٗ وَفِى الْمُقَرَّبِيْنَ مَوَدَّتَهٗ وَفِى الْاَعْلَيْنَ ذِكْرَهٗ اَلسَّلَامُ عَلَيْهِ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા (સય્યિદિના) મુહમ્મદિંવ વ અબ્લિગહુલ વસી-લ-ત વદ્-ર-જ-તર્રફી-અ-ત મિનલ જન્નહ. અલ્લાહુમ્મજઅલ ફિલ મુસ્ત-ફય-ન મ-હબ્બ-તહૂ વ ફિલ મુકર્ર-બય-ન મવદ્-તહૂ**

**વ ફિલ અઅ-લય-ન ઝિક-રહૂ અસ્સલામુ અલયહિ વ રહમતુલ્લાહિ બ-રકાતુહ.'**

[સહાયક કિતાબ : ૨, પાનું : ૮૯]

## (૭૪) કિયામતમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સિફારિશ મેળવવા માટે ચોથો અમલ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ صَلٰوةً تَكُوْنُ لَكَ رِضًى وَلِحَقِّهٖ اَدَآءً وَّاَعْطِهِ الْوَسِيْلَةَ وَالْمَقَامَ الْمَحْمُوْدَ الَّذِىْ وَعَدْتَّهٗ، وَاجْزِهٖ عَنَّا مَاهُوَ اَهْلُهٗ وَاجْزِهٖ عَنَّا مِنْ اَفْضَلِ مَاجَزَيْتَ نَبِيًّا عَنْ اُمَّتِهٖ، وَصَلِّ عَلٰى جَمِيْعِ اِخْوَانِهٖ مِنَ النَّبِيِّيْنَ وَالصَّالِحِيْنَ يَآ اَرْحَمَ الرَّاحِمِيْنَ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિન સલાતન તકૂનુ લ-ક રિઝન વ લિ હક્કિહી અદાઅંવ વઅતિહિલ વસી-લ-ત વલ મકામલ મહમૂદલ્લઝી વઅત્તહૂ, વજિઝહી અન્ના મા હુ-વ અહલુહૂ વજિઝહી અન્ના મિન અફઝલિ મા જ-ઝય-ત નબિય્યન અન ઉમ્મતિહી, વ સલ્લિ અલા જમીઈ ઈખ્વાનિહી મિનન્નબિય્યી-ન વસ્સાલિહી-ન યા અરહમર્રાહિમીન.'**

હદીષ શરીફમાં છે કે :

"જે માણસ સતત ૭ (સાત) જુમ્અહ સુધી આ દુરૂદ શરીફનો વિર્દ કરશે તેના માટે મારી (આપ સલ્લલ્લાહુ અલયહિ વ

આલિહી વ સલ્લમની) શફાઅત વાજિબ થઈ જશે.''

[સહાયક કિતાબ : ૩, પાનું : ૫૧, ૫૨]

## (૭૫) કિયામતમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સિફારિશ મેળવવા માટે પાંચમો અમલ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ النَّبِيِّ الْاُمِّيِّ وَعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ، اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ صَلٰوةً تَكُوْنُ لَكَ رِضًى وَّلَهٗ جَزَآءً وَلِحَقِّهٖ اَدَآءً وَّاَعْطِهِ الْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ وَالْمَقَامَ الْمَحْمُوْدَ الَّذِىْ وَعَدْتَّهٗ، وَاجْزِهٖ عَنَّا مَاهُوَ اَهْلُهٗ وَاجْزِهٖ اَفْضَلَ مَاجَزَيْتَ نَبِيًّا عَنْ قَوْمِهٖ وَرَسُوْلاً عَنْ اُمَّتِهٖ، وَصَلِّ عَلٰى جَمِيْعِ اِخْوَانِهٖ مِنَ النَّبِيِّيْنَ وَالصَّالِحِيْنَ يَآ اَرْحَمَ الرَّاحِمِيْنَ، اَللّٰهُمَّ اجْعَلْ فَضَآئِلَ صَلَوَاتِكَ وَشَرَآئِفَ زَكَوَاتِكَ وَنَوَامِىَ بَرَكَاتِكَ وَعَوَاطِفَ رَافَتِكَ وَرَحْمَتِكَ وَتَحِيَّتِكَ وَفَضَآئِلَ اٰلَائِكَ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ سَيِّدِ الْمُرْسَلِيْنَ وَرَسُوْلِ رَبِّ الْعَالَمِيْنَ قَآئِدِ الْخَيْرِ وَفَاتِحِ الْبِرِّ وَنَبِيِّ الرَّحْمَةِ وَسَيِّدِ الْاُمَّةِ، اَللّٰهُمَّ ابْعَثْهُ مَقَامًا مَّحْمُوْدًا تُزْلِفُ بِهٖ قُرْبَهٗ وَتُقِرُّ بِهٖ عَيْنَهٗ يَغْبِطُهٗ بِهِ الْاَوَّلُوْنَ وَالْاٰخِرُوْنَ، اَللّٰهُمَّ اَعْطِهِ الْفَضْلَ وَالْفَضِيْلَةَ وَالشَّرَفَ وَالْوَسِيْلَةَ وَالدَّرَجَةَ

الرَّفِيْعَةَ وَالْمَنْزِلَةَ الشَّامِخَةَ، اَللّٰهُمَّ اَعْطِ سَيِّدَنَا مُحَمَّدَ نِ الْوَسِيْلَةَ وَبَلِّغْهُ مَأْمُوْلَهُ وَاجْعَلْهُ اَوَّلَ شَافِعٍ وَّاَوَّلَ مُشَفَّعٍ، اَللّٰهُمَّ عَظِّمْ بُرْهَانَهُ وَثَقِّلْ مِيْزَانَهُ وَابْلِجْ حُجَّتَهُ وَارْفَعْ فِيْ اَهْلِ عِلِّيِّيْنَ دَرَجَتَهُ وَفِيْ اَعْلَى الْمُقَرَّبِيْنَ مَنْزِلَتَهُ، اَللّٰهُمَّ اَحْيِنَا عَلٰى سُنَّتِهٖ وَتَوَفَّنَا عَلٰى مِلَّتِهٖ وَاجْعَلْنَا مِنْ اَهْلِ شَفَاعَتِهٖ وَاحْشُرْنَا فِيْ زُمْرَتِهٖ وَاَوْرِدْنَا حَوْضَهُ وَاسْقِنَا مِنْ كَاْسِهٖ غَيْرَ خَزَايَا وَلَا نَادِمِيْنَ وَلَا شَاكِّيْنَ وَلَا مُبَدِّلِيْنَ وَلَا مُغَيِّرِيْنَ وَلَا فَاتِنِيْنَ وَلَا مَفْتُوْنِيْنَ اٰمِيْنَ يَارَبَّ الْعٰلَمِيْنَ.

‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન અબ્દિ–ક વ રસૂલિ–કન્નબિય્યિલ ઉમ્મિય્યિ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદ. અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિન સલાતન તકૂનુ લ–ક રિઝવં વ લહૂ જઝાઅન વ લિ હક્કિહી અદાઅંવ વ અઅતિહિલ વસી–લ–ત વલ ફઝી–લ–ત વલ મકામલ મહમૂ–દલ્લઝી વઅત્તહ. વજ્ઝિહી અન્ના મા હુ–વ અહલુહૂ વજ્ઝિહી અફઝ–લ મા જઝય–ત નબિય્યન અન કવમિહી વ રસૂલન અન ઉમ્મતિહી, વ સલ્લિ અલા જમીઈ ઈખ્વાનિહી મિનન્નબિય્યી–ન વસ્સાલિહી–ન યા અરહમર્રાહિમીન. અલ્લાહુમ્મજઅલ ફઝાઈ–લ સ–લવાતિ–ક વ શરાઈ–ફ ઝ–કવાતિ–ક વ નવામિ–ય

**બ-રકાતિ-ક વ અવાતિ-ફ રા-ફતિ-ક વ રહ-મતિ-ક વ તહિય્યતિ-ક વ ફઝાઈ-લ આલાઈ-ક અલા સય્યિદિના મુહમ્મદિન સય્યિદિલ મુરસલી-ન વ રસૂલિ રબ્બિલ આ-લમી-ન કાઈદિલ ખયરિ વ ફાતિહિલ બિર્રિ વ નબિય્યિર્રહ-મતિ વ સય્યિદિલ ઉમ્મહ. અલ્લાહુમ્મબઅષહુ મકામમ મહમૂદન તુઝલિફ બિહી કુર-બહૂ વ તુકિર્રુ બિહી અય-નહૂ યગ્બિ-તહૂ બિહિલ અવ્વલૂ-ન વલ આખિરૂન.**

**અલ્લાહુમ્મ અઅતિહિલ ફઝલિ વલ ફઝી-લ-ત વશ્શર-ફ વલ વસી-લ-ત વદ્-ર-જ-તર્રફી-અ-ત વલ મન્ઝિ-લ-તશ્શામિ-ખહ. અલ્લાહુમ્મ અઅતિ સય્યિદિના મુહમ્મ-દનિલ વસી-લ-ત વ બલ્લિગહુ મઅમૂ-લહૂ વજઅલ્હુ અવ્વ-લ શાફિઈંવ વ અવ્વ-લ મુશફ્ફિઅ. અલ્લાહુમ્મ અઝ્ઝિમ બુરહા-નહૂ વ ષક્કિલ મીઝા-નહૂ વબ્લિજ હુજ્જ-તહૂ વરફઅ ફી અહલિ ઈલ્લિય્યી-ન દ-ર-જ-તહૂ વ ફી અઅલલ મુકર્રબી-ન મન્ઝિ-લ-તહ. અલ્લાહુમ્મહયિના અલા સુન્નતિહી વ તવફ્ફના અલા મિલ્લતિહી વજઅલના મિન અહલિ શફા-અતિહી વહશુરના ફી ઝુમ-રતિહી વ અવરિદના હવ-ઝહૂ વસ્કિના મિન કઅસિહી ગય-ર ખઝાયા વ લા નાદિમી-ન વ લા શાક્કી-ન વ લા મુબદ્દિલી-ન વ લા મુગય્યિરી-ન વ લા ફાતિની-ન વ લા મફતૂની-ન આમીન યા રબ્બલ આલમીન.'**

**અમલની રીત અને ફઝીલત:**

સતત ૭ (સાત) જુમ્અહ સુધી આ દુરૂદ શરીફના દરેક શબ્દો

૭ (સાત) વખત પઢશે તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની શફાઅત તેના પઢનાર પર વાજિબ થશે.

[સહાયક કિતાબ : ૩, પાનું : ૫૨ થી ૫૪]

## (૭૬) કિયામતમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સિફારિશ મેળવવા માટે છઠ્ઠો અમલ

اَللّٰهُمَّ اَعْطِ سَيِّدَنَا مُحَمَّدِ ۨ الْوَسِيْلَةَ وَاجْعَلْ فِى الْمُصْطَفَيْنِ مُحَبَّتَهٗ وَفِى الْعَالَمِيْنَ دَرَجَتَهٗ وَفِى الْمُقَرَّبِيْنَ دَارَهٗ.

**'અલ્લાહુમ્મ અઅતિ સય્યિદિના મુહમ્મ-દનિલ વસી-લ-ત વજઅલ ફિલ મુસ્તફયનિ મુહબ્બ-તહૂ વ ફિલ આ-લ-મી-ન દ-ર-જ-તહૂ વ ફિલ મુકર્રબી-ન દારહ.'**

**અમલની રીત અને ફઝીલત :**

જે માણસ કોઈ પણ ફર્ઝ નમાઝ પછી આ દુરૂદ શરીફ પઢશે તે કિયામતના દિવસે સિફારિશ મેળવશે.[સહાયક કિતાબ : ૩, પાનું : ૬૨]

## (૭૭) કિયામતમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સિફારિશ મેળવવા માટે સાતમો અમલ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّاَنْزِلْهُ الْمَقْعَدَ الْمُقَرَّبَ عِنْدَكَ يَوْمَ الْقِيَامَةِ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અન્ઝિલહુલ મક-અ-દલ મુકર્ર-બ ઈન્દ-ક યવમલ કિયામહ.'**

હઝરત રુવયફઅ રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત છે કે :

આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ફરમાવ્યું કે : "જે માણસ આ દુરૂદ શરીફ પઢે એના માટે મારી શફાઅત વાજિબ થઈ જાય છે." [સહાયક કિતાબ : ૧૦, પાનું : ૧૭]

## ૭૮ કિયામતમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સિફારિશ મેળવવા માટે આઠમો અમલ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ النَّبِيِّ الْاُمِّيِّ وَعَلٰى اٰلِ مُحَمَّدٍ، اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ صَلٰوةً تَكُوْنُ لَكَ رِضًى وَّلَهٗ جَزَآءً وَّلِحَقِّهٖ اَدَآءً ، وَّاَعْطِهِ الْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ وَالْمَقَامَ الْمَحْمُوْدَ الَّذِىْ وَعَدْتَّهٗ وَاجْزِهٖ عَنَّا مَاهُوَ اَهْلُهٗ وَاجْزِهٖ اَفْضَلَ مَاجَزَيْتَ نَبِيًّا عَنْ قَوْمِهٖ وَرَسُوْلًا عَنْ اُمَّتِهٖ، وَصَلِّ عَلٰى جَمِيْعِ اِخْوَانِهٖ مِنَ النَّبِيِّيْنَ وَالصَّالِحِيْنَ يَآ اَرْحَمَ الرَّاحِمِيْنَ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિ-ક વ રસૂલિ-કન્નબિય્યિલ ઉમ્મિય્યિ વ અલા આલિ મુહમ્મદ. અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન સલાતન તકૂનુ લ-ક રિઝવં વ લહૂ જઝાઅંવ વ લિ હક્કિહી અદાઅંવ વ અઅતિહિલ વસી-લ-ત વલ ફઝી-લ-ત વલ મકામલ મહમૂ-દલ્લઝી વઅત્તહૂ વજિઝહી અન્ના મા હુ-વ અહલુહૂ વજિઝહી અફઝ-લ મા જઝય-ત નબિય્યન અન કવમિહી વ રસૂલન અન ઉમ્મતિહી, વ સલ્લિ અલા જમીઈ ઈખ્વાનિહી**

**મિનન્નબિય્યી-ન વસ્સાલિહી-ન યા અરહમરરાહિમીન.'**

હઝરત ઈબ્ને અબી આસિમ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

"જે માણસ ૭ (સાત) જુમ્અહ સુધી દર જુમ્અહના ૭ (સાત) વખત આ દુરૂદ શરીફ પઢે, તેના પર મારી શફાઅત વાજિબ થશે." [સહાયક કિતાબ : ૧૧, પાનું : ૪૯]

## (૭૯) કિયામતમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સિફારિશ મેળવવા માટે નવમો અમલ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ، وَبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى اِبْرَاهِيْمَ، وَتَرَحَّمْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا تَرَحَّمْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય-ત અલા ઈબ્રાહી-મ વ અલા આલિ ઈબ્રાહી-મ, વ બારિક અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા બારક-ત અલા ઈબ્રાહી-મ, વ તરહહમ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા તરહહમ-ત અલા ઈબ્રાહી-મ વ અલા આલિ ઈબ્રાહીમ.'**

હઝરત અબૂહુરયરહ રદિયલ્લાહુ તઆલા અન્હુ ફરમાવે છે કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ

સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

"જે માણસ આ દુરૂદ શરીફ પઢે, તેના માટે કિયામતના દિવસે હું ગવાહી આપીશ અને શફાઅત કરાવીશ."

[સહાયક કિતાબ : ૧૧, પાનું : ૪૩]

## (૮૦) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ખાસ ઈકરામ મેળવવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى (سَيِّدِنَا) مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ (سَيِّدِنَا) مُحَمَّدٍ كَمَا تُحِبُّ وَتَرْضٰى لَهٗ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા (સય્યિદિના) મુહમ્મદિંવ વ અલા આલિ (સય્યિદિના) મુહમ્મદિન કમા તુહિબ્બુ વ તરદા લહૂ.'**

આ દુરૂદ શરીફ પઢનારાને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ખુસૂસી ઈકરામ ફરમાવ્યો. તેને નજીક બેસાડયો.

આ વાત પર સહાબા રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈનને આશ્ચર્ય થયું.

તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"એ માણસ આ દુરૂદ શરીફ પઢતો હતો."

[સહાયક કિતાબ : ૨, પાનું : ૯૨]

## (૮૧) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હાથે જામે કૌષર પીવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَاَوْلَادِهٖ

وَاَزْوَاجِـــهٖ وَذُرِّيَّتَـــهٖ وَاَهْـلِ بَيْتِـهٖ وَاَصْهَارِهٖ وَاَنْصَارِهٖ وَاَشْيَـاعِـــهٖ وَمُـحِبِّيْـــهٖ وَاُمَّتِـــهٖ وَعَـلَيْنَا مَعَهُمْ اَجْمَعِيْنَ يَآ اَرْحَمَ الرَّاحِمِيْنَ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિવ વ અલા આલિહી વ અસ્હાબિહી વ અવલાદિહી વ અઝવાજિહી વ ઝુર્રિય્યતિહી વ અહલિ બયતિહી વ અસ્હારિહી વ અન્સારિહી વ અશ્યાઈહી વ મુહિબ્બીહી વ ઉમ્મતિહી વ અલયના મ–અહુમ અજમઈન યા અરહમરરાહિમીન.'**

જે માણસ આ દુરૂદ શરીફ પઢશે તેને રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ પોતાના મુબારક હાથ વડે જામે કૌષર પિવડાવશે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૩૪]

## સાતમો વિભાગ

## હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત થવા માટે

### ઝિયારત

**(૮૨) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત થવા માટે**

صَلَّى اللّٰهُ عَلٰى مُحَمَّدِ ﻧِالنَّبِيِّ الْاُمِّيِّ .

**'સલ્લલ્લાહુ અલા મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિય્યિ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

જે મુસલમાન પુરુષ યા સ્ત્રી :

- જુમ્અહની રાતે બે રકાત નમાઝ પઢે.
- દરેક રકાતમાં સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ) પછી ૩૫ (પાંત્રીસ) વખત સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહ શરીફ) પઢે અને
- નમાઝ પછી ૧૦૦૦ (એક હજાર) વખત ઉપર લખેલું દુરૂદ શરીફ પઢીને દુઆ કરે,

તો તે વ્યકિત આગામી (આગલી) જુમ્અહ આવતા પહેલાં ખ્વાબમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારતથી મુશર્રફ થશે અને ઝિયારતની બરકતથી અલ્લાહ તઆલા એના ગુનાહોને માફ ફરમાવી દેશે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૧૩, ૧૪]

[બ હવાલા : 'ઝરીઅતુલ વુસૂલ' : ૩૫]

## (૮૩) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત થવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ اِۨ النَّبِيِّ الْاُمِّيِّ وَاٰلِهٖ وَاَصْحَابِهٖ وَسَلِّمْ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિય્યિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લિમ.'**

**<u>અમલની રીત અને ફઝીલત:</u>**

હઝરત મૌલાના અબ્દુલ હક સાહબ દહેલવી રહમતુલ્લાહિ અલયહિ તેમની કિતાબ 'તરગીબે અહલુસ્સાદાત'માં લખે છે કે :

- જુમ્અહની રાતે (જુમેરાત અને જુમ્અહની વચમાંની) રાતે ઈશાની નમાઝ બાદ બે રકાત નફલ નમાઝ પઢો.

- દરેક રકાતમાં 'આયતુલ કુરસી' ૧૧ (અગિયાર) વખત પઢો.
- ૧૧ (અગિયાર) વખત સૂરએ 'ઈખ્લાસ' (કુલ હુવલ્લાહ શરીફ) પઢો.
- નમાઝ પૂરી કરી સલામ ફેરવ્યા બાદ ઉપર લખેલું દુરૂદ શરીફ ૧૦૦૦ (એક હજાર) વખત પઢો.

ઈન્શાઅલ્લાહ, ત્રણ જુમ્અહ પૂરી થતાં પહેલાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના દીદાર નસીબ થશે.

[સહાયક કિતાબ : ૩, પાનું : ૪૪, ૪૫, ૪૬]

## (૮૪) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત થવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ ٰ النَّبِيِّ الْاُمِّيِّ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિય્યિ.'**

**<u>અમલની રીત અને ફઝીલત:</u>**

- જુમ્અહના આગમન વખતે બે રકાત નફલ નમાઝ પઢો.
- દરેક રકાતમાં ૧ (એક) વખત 'આયતુલ કુરસી' પઢો.
- ૧૧ (અગિયાર) વખત સૂરએ 'ઈખ્લાસ' (કુલ હુવલ્લાહ શરીફ) પઢો.
- નમાઝ પૂરી કરી સલામ ફેરવ્યા બાદ ઉપર લખેલું દુરૂદ શરીફ તમે ઊંઘી જાઓ ત્યાં સુધી પઢો.

[સહાયક કિતાબ : ૩, પાનું : ૪૪, ૪૫]

## (૮૫) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત થવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا

مُـحَمَّدٍ كَمَآ اَمَرْتَنَا اَنْ نُصَلِّىَ عَلَيْهِ، اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا هُوَ اَهْلُهٗ، اَلـلّٰهُـمَّ صَـلِّ عَـلٰـى سَيِّـدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا تُحِبُّ وَتَرْضٰى لَهٗ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિન કમા અ–મર–તના અન નુસલ્લિ–ય અલયહિ, અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિન કમા હુ–વ અહલુહૂ, અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિન કમા તુહિબ્બુ વ તરઝા લહૂ.'**

**અમલની રીત અને ફઝીલત:**

આ દુરૂદ શરીફને વધુ પ્રમાણમાં પઢવામાં આવે તો ઈન્શા અલ્લાહ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત નસીબ થશે. [સહાયક કિતાબ : ૩, પાનું : ૪૫]

## (૮૬) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત થવા માટે

صَلَّى اللّٰهُ عَلَى النَّبِيِّ الْاُمِّيِّ.

**'સલ્લલ્લાહુ અલન્નબિય્યિલ ઉમ્મિય્યિ.'**

**અમલની રીત અને ફઝીલત:**

હઝરત મૌલાના અબ્દુલ હક સાહબ રહમતુલ્લાહિ અલયહિએ છટ્ઠી રીત બતાવી છે કે :

- ૨ (બે) રકાત નમાઝ પઢો.
- સૂરએ 'ફાતિહા' પછી દરેક રકાતમાં ૨૫ (પચ્ચીસ) વખત સૂરએ 'ઈખ્લાસ' (કુલ હુવલ્લાહ શરીફ) પઢો.
- સલામ ફેરવ્યા પછી ૧૦૦૦ (એક હજાર) વખત ઉપર લખેલું દુરૂદ શરીફ પઢો અથવા
- આ દુરૂદ શરીફને વધુ પ્રમાણમાં પઢતા રહેવાથી પણ ઈન્શાઅલ્લાહ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ખ્વાબમાં ઝિયારત થશે.

[સહાયક કિતાબ : ૩, પાનું : ૪૪, ૪૫, ૪૬]

## (૮૭) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થવા માટે (દુરૂદે ખિઝરી, દુરૂદે હબીબ)

صَلَّى اللّٰهُ عَلٰى حَبِيْبِهٖ سَيِّدِنَا مُحَمَّدٍ وَّاٰلِهٖ وَسَلِّمْ.

**'સલ્લલ્લાહુ અલા હબીબિહી સય્યિદિના મુહમ્મદિંવ વ આલિહી વ સલ્લિમ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

આ દુરૂદ શરીફ પઢવાથી ઈન્શાઅલ્લાહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ખ્વાબમાં ઝિયારત થશે.

આ દુરૂદ શરીફને 'દુરૂદે ખિઝરી' કહેવાય છે.

હઝરત નિઝામુદ્દીન મરકઝના મર્હૂમ હઝરતજી રહમતુલ્લાહિ અલયહિએ આ દુરૂદ શરીફને 'દુરૂદે હબીબ' કહ્યું છે.

હઝરત અલ્લામહ સખાવી રહમતુલ્લાહિ અલયહિએ લખ્યું છે :

"આ દુરૂદ શરીફને ઓછામાં ઓછા ૩૦૦ (ત્રણ સો) વખત પઢવું જોઈએ." [સહાયક કિતાબ : ૩, પાનું : ૭૨]

## ૮૮ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત થવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى رُوْحِ مُحَمَّدٍ فِى الْاَرْوَاحِ وَصَلِّ عَلٰى جَسَدِ مُحَمَّدٍ فِى الْاَجْسَادِ وَصَلِّ عَلٰى قَبْرِ مُحَمَّدٍ فِى الْقُبُوْرِ.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા રૂહિ મુહમ્મદિન ફિલ અરવાહિ વ સલ્લિ અલા જ-સદિ મુહમ્મદિન ફિલ અજસાદિ વ સલ્લિ અલા કબરિ મુહમ્મદિન ફિલ કુબૂરિ.’**

**અમલની રીત અને ફઝીલતઃ**

જે માણસ આ દુરૂદ શરીફ પઢશે તેને સ્વપ્નમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઈન્શા અલ્લાહ ઝિયારત થશે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૮]

## ૮૯ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત થવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى رُوْحِ مُحَمَّدٍ فِى الْاَرْوَاحِ وَعَلٰى جَسَدِهٖ فِى الْاَجْسَادِ وَعَلٰى قَبْرِهٖ فِى الْقُبُوْرِ.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા રૂહિ મુહમ્મદિન ફિલ અરવાહિ વ અલા જ-સદિહી ફિલ અજસાદિ વ અલા કબરિહી ફિલ કુબૂરિ.’**

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

“જે માણસ આ દુરૂદ શરીફ પઢશે તે મારી ખ્વાબમાં ઝિયારત

કરશે અને જેણે ખ્વાબમાં મારી ઝિયારત કરી તે કિયામતમાં મારો જરૂર દીદાર કરશે અને હું કિયામતમાં મારો દીદાર કરનારની શફાઅત કરીશ. અને જેની હું સિફારિશ કરીશ તેને અલ્લાહ તઆલા હોઝે કવષરથી પાણી પીવડાવશે અને કવષરના હોઝનું પાણી પીનાર ઉપર દોઝખની આગ હરામ છે.''

[સહાયક કિતાબ : ૧૦, પાનું : ૧૩]

## આઠમો વિભાગ

## ખૂબ વધારે સવાબવાળા દુરૂદ શરીફ

### (૯૦) અફઝલ હમ્દ, અફઝલ દુરૂદ શરીફ અને દુઆ

اَللّٰهُمَّ لَکَ الْحَمْدُ كَمَآ اَنْتَ اَهْلُهٗ فَصَلِّ وَسَلِّمْ عَلٰى (سَيِّدِنَا) مُحَمَّدٍ كَمَآ اَنْتَ اَهْلُهٗ وَافْعَلْ بِنَا مَآ اَنْتَ اَهْلُهٗ فَاِنَّکَ اَهْلُ التَّقْوٰى وَاَهْلُ الْمَغْفِرَةِ.

**'અલ્લાહુમ્મ લ-કલ હમ્દુ કમા અન્ત અહલુહૂ ફ સલ્લિ વ સલ્લિમ અલા (સય્યિદિના) મુહમ્મદિન કમા અન્ત અહલુહૂ વફઅલ બિના મા અન્ત અહલુહૂ ફ ઈન્ન-ક અહલુત્તકવા વ અહલુલ મગફિરહ.'**

હઝરત અલ્લામહ ઈબ્નુલ મુશ્તહર રહિમહુલ્લાહુ ફરમાવે છે કે :

જે માણસ આ ઈચ્છે છે કે અલ્લાહ જલ્લે શાનુહૂની એવી હમ્દ (તારીફ) કરે, જે સૌથી વધુ અફઝલ હોય, જે એની મખ્લૂકમાં કોઈએ (હમણાં સુધી) કરી ન હોય. અવ્વલીન અને આખિરીન તેમજ નિકટના ફરિશ્તાઓ, આસમાનવાળાઓ અને જમીનવાળાઓમાં પણ અફઝલ હોય અને

એ જ પ્રમાણે આ ઈચ્છે કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ પર એવું દુરૂદ શરીફ પઢે, જે એ બધાંથી સૌથી અફઝલ હોય, જેટલા દુરૂદ શરીફ કોઈએ પઢયા હોય અને

એ જ પ્રમાણે આ પણ ઈચ્છતા હોય કે તે અલ્લાહ જલ્લ શાનુહૂથી કોઈ એવી દુઆ માંગે જે એ બધાંથી અફઝલ હોય, જે કોઈએ (હમણાં સુધી) માંગી હોય, તે ઉપર લખેલું દુરૂદ શરીફ પઢે.

[સહાયક કિતાબ : ૨, પાનું : ૯૮]

## ૯૧ જેનો સવાબ લખતાં ફરિશ્તાઓ થાકી જાય તે દુરૂદ શરીફ

جَزَى اللّٰهُ عَنَّا مُحَمَّداً مَّاهُوَ اَهْلُهٗ.

**'જઝલ્લાહુ અન્ના મુહમ્મદમ મા હુ–વ અહલુહ.'**

**ફઝીલત :**

૧૦૦૦ (એક હજાર) દિવસ સુધી આ દુરૂદ શરીફનો સવાબ લખતાં લખતાં ફરિશ્તાઓ થાકી જશે.

[સહાયક કિતાબ : ૨, પાનું : ૯૯]

## ૯૨ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના ઘરવાળાઓ માટે પઢવાનું દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِنِ النَّبِيِّ وَاَزْوَاجِهٖ
اُمَّهَاتِ الْمُؤْمِنِيْنَ وَذُرِّيَّتِهٖ وَاَهْلِ بَيْتِهٖ
كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્નબિય્યિ**

**વ અઝવાજિહી ઉમ્મહાતિલ મુઅમિની-ન વ ઝુર્રિ-ય-તહિ વ અહલિ બયતિહી કમા સલ્લય-ત અલા ઈબરાહીમ ઈન્ન-ક હમીદુમ મજીદ.'**

હઝરત અબૂહુરયરહ રદિયલ્લાહુ તઆલા અન્હુ ફરમાવે છે કે :

જનાબ રસૂલુલ્લલાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

"જેને આ વાત પસંદ હોય કે અમારા ઘરાના (પરિવારજનો) પર દુરૂદ શરીફ પઢતી વખતે પૂરેપૂરો સવાબ મળે તે આ દુરૂદ શરીફ પઢે."

[સહાયક કિતાબ : ૧૧, પાનું : ૪૩, કિતાબ : ૯, પાનું : ૩૨]

## (૯૩) કલ્પના પણ થઈ ન શકે એટલો બેશુમાર સવાબ મેળવવા માટેનું દુરૂદ શરીફ

સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈનની એક આખી જમાઅત દ્વારા રિવાયત છે એમણે બયાન કર્યું છે કે :

એક વખત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મસ્જિદમાં બિરાજમાન હતા. એ સમયે એક ગામડિયા માણસ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે આવ્યા અને એમણે કહ્યું :

અસ્સલામુ અલયકુમ,
હે ઈઝઝતવાન, ઉચ્ચતમ અને દયાવાન ઝાત !

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને પોતાની અને હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુની વચ્ચે બેસાડયા.

હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુએ અરજ કરી :

"યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપ આ

વ્યકિતને મારી અને આપની વચ્ચે બેસાડો છો, હાલાં કે મારી જાણકારી અનુસાર પૃથ્વીના પટ પર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મારાથી વધુ કોઈ પ્રિય અને અઝીઝ નથી.''

આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ફરમાવ્યું : ''મને (હઝરત) જિબ્રઈલ અલયહિસ્સલામે ખબર દીધી છે કે આ વ્યકિત મારા પર એવું દુરૂદ મોકલે છે કે આથી પહેલાં મારા પર કોઈએ એવું દુરૂદ મોકલ્યું નથી.''

હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુએ પૂછયું : ''તે (શું કહે છે અને) કેવી રીતે કહે છે ? ''

આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ફરમાવ્યું : ''તે (આ પ્રમાણે) કહે છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ فِى الْاَوَّلِيْنَ وَالْاٰخِرِيْنَ وَفِى الْمَلَاِ الْاَعْلٰى اِلٰى يَوْمِ الدِّيْنِ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિંન ફિલ અવ્વલી-ન વલ આખિરી-ન વ ફિલ મ-લઈલ અઅલા ઈલા યવમિદ્દીન.'**

હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુએ કહ્યું : ''આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ ! આપ મને આ દુરૂદ શરીફના સવાબથી માહિતગાર ફરમાવી દો.''

આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ફરમાવ્યું : ''જો બધાં જ સમંદર રોશનાઈ (શાહી) બની જાય અને
જો બધાં જ વૃક્ષો કલમ બની જાય અને

જો સઘળા ફરિશ્તા લખનારા (લહિયા) બની જાય,
જો (સમગ્ર) રોશનાઈ ખતમ થઈ જાય અને
જો (બધી જ) કલમો તૂટી જાય

તો પણ આ દુરૂદ શરીફના સવાબને આંબી કે પહોંચી શકશે નહિ (આ દુરૂદ શરીફનો હકીકી સવાબ તો અલ્લાહ તઆલા જ લખી શકશે, અર્પણ કરશે.)''

('નુઝહતુલ મજાલિસ', ૨ / ૨૦૯)
[સહાયક કિતાબ : ૯, પાનું : ૬૯ થી ૭૧]

## ૯૪ ૭૦ ફરિશ્તા ૧૦૦૦ (એક હઝાર) દિવસ સુધી સવાબ લખે તેવું દુરૂદ શરીફ

صَلَّى اللّٰهُ عَلٰى مُحَمَّدٍ وَّجَزَاهُ عَنَّا مَا هُوَ اَهْلُهٗ.

**'સલ્લલ્લાહુ અલા મુહમ્મદિંવ વ જઝાહુ અન્ના મા હુ-વ અહલુહૂ.'**

જે માણસ આ દુરૂદ શરીફ પઢશે તો સવાબ લખવાવાળા ૭૦ ફરિશ્તાઓ ૧૦૦૦ (એક હઝાર) દિવસ સુધી એનો સવાબ લખશે.
[સહાયક કિતાબ : ૯, પાનું : ૨૦]

## ૯૫ ૭૦ ફરિશ્તા ૧૦૦૦ દિવસ સુધી સવાબ લખે તેવું બીજું દુરૂદ શરીફ

جَزَى اللّٰهُ عَنَّا سَيِّدَنَا مُحَمَّدًا بِمَا هُوَ اَهْلُهٗ.

**'જઝલ્લાહુ અન્ના સય્યિ-દના મુહમ્મદમ બિમા હુ-વ અહલુહૂ.'**

જે કોઈ આ દુરૂદ શરીફ પઢશે તો ખરેખર ૭૦ (સિત્તેર)

ફરિશ્તાઓ ૧૦૦૦ (એક હઝાર) દિવસ સુધી તેનો સવાબ લખતાં થાકી જશે. [સહાયક કિતાબ : ૩, પાનું : ૪૦]

**(૯૬) બધાં દુરૂદો પઢવાનો સવાબ મળે તેવું દુરૂદ શરીફ**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ ذِكْرِهٖ اَلْفَ اَلْفَ مَرَّةٍ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન બિ અ–દદિ કુલ્લિ ઝિકરિહી અલ–ફ અલ–ફ મર્રતિન.'**

આ દુરૂદ શરીફ પઢવું હુઝૂર પુરનૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ પર બધાં દુરૂદ શરીફ મોકલવા સમાન છે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૨૧]

**(૯૭) ૧૦૦૦૦ (દસ હઝાર) વખત દુરૂદ શરીફ પઢવાનો સવાબ મેળવવાનું પહેલું દુરૂદ શરીફ**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ اَفْضَلَ صَلَوَاتِكَ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અફ–ઝ–લ સ–લ–વાતિ–ક.'**

આ દુરૂદ શરીફ ૧ (એક) વખત પઢવું ૧૦૦૦૦ (દસ હઝાર) દુરૂદ શરીફ પઢવા બરાબર છે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૨૯]

**(૯૮) ૧૦૦૦૦ (દસ હઝાર) વખત દુરૂદ શરીફ પઢવાનો સવાબ મેળવવાનું બીજું દુરૂદ શરીફ (દુરૂદે મલવાન)**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مَا اخْتَلَفَ الْمَلَوَانِ وَتَعَاقَبَ
الْعَصْرَانِ وَكَرَّ الْجَدِيْدَانِ وَاسْتَقْبَلَ الْفَرْقَدَانِ وَبَلِّغْ

رُوْحِهٖ وَاَرْوَاحِ اَهْلِ بَيْتِهٖ مِنَّا التَّحِيَّةَ وَالسَّلَامَ وَبَارِكْ وَسَلِّمْ عَلَيْهِ كَثِيْرًا.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન મખ-ત-લ-ફલ મલવા-ન વ તઆ-ક-બલ અસરા-ન વ કર્રલ જદીદા-ન વસતક-બ-લલ ફર-ક-દા-ન વ બલ્લિગ રૂ-હ-હૂ વ અરવા-હ અહલિ બયતિહી મિન્નત્તહિય્ય-ત વસ્સલા-મ વ બારિક વ સલ્લિમ અલયહિ કષીરા.'**

જનાબ સુલતાન મુહમ્મદ (ગઝનવી ઈબ્ને) સુબુકતગીન રહમતુલ્લાહિ અલયહિ દરરોજ રાતે સૂતી વખતે અને સવારે સૂઈને ઉઠતી વખતે આ દુરૂદ શરીફ ૩ (ત્રણ) વખત પઢતા હતા, જેને આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે પસંદ ફરમાવ્યું.

એનો કિસ્સો આ મુજબ છે કે :

એક માણસને (નાણાંની) સખત જરૂરત પેશ આવી. તેણે ખ્વાબમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત કરી અને પોતાની જરૂરત, તંગીનું વર્ણન કર્યું.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ફરમાવ્યું :

"સુલતાન મુહમ્મદ સુબુકતગીન પાસે જાઓ અને કહો કે :

આપનું દુરૂદ સવાર-સાંજ આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમને પહોંચે છે અને ૬૦૦૦૦ (સાંઠ હઝાર)ની સંખ્યામાં પહોંચે છે."

પેલા ભાઈ સુલતાનની ખિદમતમાં પહોંચ્યા અને પૂરી વાત સંભળાવી.

સુલતાને દિલમાં વિચાર્યું, આ દુરૂદની કોઈને પણ ખબર નથી

જેથી વાત સાચી છે અને તેની જરૂરત પૂરી ફરમાવી.

દરબારીઓએ પૂછયું :

“અમે તમોને ૬૦૦૦૦ (સાંઠ હઝાર) વખત દુરૂદ શરીફ પઢતા જોયા નથી તો તમે કયારે પઢો છો ? ”

સુલતાને કહ્યું :

મેં સાંભળ્યું છે કે :

“આ દુરૂદ શરીફ એક વખત પઢવાથી દસ હઝાર વખત દુરૂદ શરીફ પઢવા બરાબર સવાબ મળે છે અને હું સૂતી વખતે ત્રણ વખત અને સૂઈને ઉઠતી વખતે (સવારે) ત્રણ વખત આ દુરૂદ શરીફ પઢું છું.”[સહાયક કિતાબ : ૧૦, પાનું : ૨૩, ૨૪, ૨૫]

## ૯૯ અફઝલ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِنِ الَّذِىْ مَلَاَتْ قَلْبَهٗ مِنْ جَلَالِكَ وَعَيْنَيْهِ مِنْ جَمَالِكَ فَاَصْبَحَ فَرِحًا مَسْرُوْرًا مُؤَيَّدًا مَّنْصُوْرًا.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિનિલ્લઝી મલઅ–ત કલ્બહૂ મિન જલાલિ–ક વ અયનયહિ મિન જમાલિ–ક ફ અસ્બ–હ ફરિહન મસરૂરન મુઅય્યિદમ મનસૂરા.’**

હઝરત શયખ અબ્દુલ્લાહ બિન નુઅમાન રહમતુલ્લાહિ અલયહિને ખ્વાબ (સ્વપ્ન)માં ૧૦૦ (એક સો) વખત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત થઈ.

છેલ્લી વખતે શયખ રહમતુલ્લાહિ અલયહિએ હુઝૂર પુરનૂર

સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમને પૂછયું કે :

"અફઝલ દુરૂદ શરીફ કયું છે ?"

તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે આ દુરૂદ શરીફ બતાવ્યું. [સહાયક કિતાબ : ૯, પાનું : ૩૫]

## (૧૦૦) કાયમ દુરૂદ શરીફ પઢવા જેટલો સવાબવાળું દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ فِىْ اَوَّلِ كَلَامِنَا
اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ فِىْ اَوْسَطِ كَلَامِنَا
اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ فِىْ اٰخِرِ كَلَامِنَا.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન ફી અવ્વલિ કલામિના. અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન ફી અવ-સતિ કલામિના. અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન ફી આખિરિ કલામિના.'**

હઝરત શયખુલ ઈસ્લામ અબુલ અબ્બાસ (રહ.)એ ફરમાવ્યું કે :

જે માણસ રાત અને દિવસ ત્રણ વખત આ દુરૂદ શરીફ પઢશે, તો જાણે કે તે રાત-દિવસ દુરૂદ શરીફ પઢતો રહ્યો.

[સહાયક કિતાબ : ૯, પાનું : ૩૬]

## (૧૦૧) જે દુરૂદ શરીફ પઢનારના માટે ૭૦ હઝાર ફરિશ્તાઓ ઈસ્તિગફાર કરતા રહે તે દુરૂદ શરીફ

جَزَى اللّٰهُ تَعَالٰى عَنَّا مُحَمَّدًا صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ
مَا هُوَ اَهْلُهٗ.

**'જઝલ્લાહુ તઆલા અન્ના મુહમ્મદન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લ-મ મા હુ-વ અહલુહૂ.'**

જે માણસ આ દુરૂદ શરીફ પઢશે તેના માટે ૭૦ હઝાર ફરિશ્તાઓ ૧૦૦૦ (એક હઝાર) દિવસ સુધી ઈસ્તિગફાર કરતા રહેશે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૩૭]

## (૧૦૨) ૮૦ (એંસી) વરસના ગુનાહ માફ થવા અને ૮૦ (એંસી) વરસની ઈબાદતનો સવાબ મેળવવા માટે દુરૂદ શરીફ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدِ نِ النَّبِیِّ الْاُمِّیِّ وَعَلٰی اٰلِہٖ وَسَلِّمْ تَسْلِیْماً.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્નબિય્યિલ ઉમ્મિય્યિ વ અલા આલિહી વ સલ્લિમ તસલીમા.'**

જુમ્અહના દિવસે જયાં અસરની નમાઝ પઢી હોય ત્યાંથી ઉઠવા પહેલાં ૮૦ (એંસી) વખત આ દુરૂદ શરીફ પઢવાથી ૮૦ (એંસી) વરસના ગુનાહ માફ થાય છે અને ૮૦ (એંસી) વરસની ઈબાદતનો સવાબ મળે છે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૧૨]

## (૧૦૩) સંપૂર્ણ દુરૂદ શરીફ – (૧)

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત સહાબા રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈનથી એક વખત ફરમાવ્યું કે :

"તમો અધૂરું દુરૂદ શરીફ ન પઢો."

પછી હઝરત સહાબા રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈનના પૂછવા ઉપર આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ

સલ્લમે આ દુરૂદ શરીફ બતાવ્યું.

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન.'** [સહાયક કિતાબ : ૯, પાનું : ૧૦]

## (૧૦૪) સંપૂર્ણ દુરૂદ શરીફ – (૨)

હઝરત અનસ રદિયલ્લાહુ તઆલા અન્હુએ હુઝૂરે રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમથી એવું દુરૂદ શરીફ પૂછયું જેને સંપૂર્ણ કહી શકાય.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે આ દુરૂદ શરીફ બતાવ્યું.

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ كَمَآ اَمَرْتَنَآ اَنْ نُصَلِّىَ عَلَيْهِ
وَصَلِّ عَلَيْهِ كَمَا يَنْبَغِىْ اَنْ يُّصَلّٰى عَلَيْهِ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન કમા અમર-તના અન નુસલ્લિ-ય અલયહિ વ સલ્લિ અલયહિ કમા યમ્બગી અંય યુસલ્લા અલયહિ.'**

[સહાયક કિતાબ : ૯, પાનું : ૨૪]

## (૧૦૫) આસમાન, જમીન અને અર્શે અઝીમના જેટલો સવાબ મેળવવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مِلْاَ السَّمٰوَاتِ وَمِلْاَ الْاَرْضِ
وَمِلْاَ الْعَرْشِ الْعَظِيْمِ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન મિલ્અસ્સમાવાતિ**

**વ મિલ્અલ અરઝિ વ મિલ્અલ અર્શિલ અઝીમ.'**

આ દુરૂદ શરીફ પઢનારાને આસમાન, જમીન ભરીને અને અર્શે અઝીમના બરાબર સવાબ મળે છે.

[સહાયક કિતાબ : ૯, પાનું : ૨૧]

**(૧૦૬) આમાલના ત્રાજવામાં ખૂબ વધારે સવાબ થવા માટે**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ نِ النَّبِيِّ الْاُمِّيِّ وَاَزْوَاجِهٖ اُمَّهَاتِ الْمُؤْمِنِيْنَ وَذُرِّيَّتِهٖ وَاَهْلِ بَيْتِهٖ كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્નબિય્યિલ ઉમ્મિય્યિ વ અઝવાજિહી ઉમ્મહાતિલ મુઅમિની-ન વ ઝુર્રિય્યતિહી વ અહલિ બયતિહી કમા સલ્લય-ત અલા ઈબરાહી-મ ઈન્ન-ક હમીદુમ મજીદ.'**

હઝરત અબૂહુરયરહ રદિયલ્લાહુ અન્હુએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમનો ઈરશાદ નકલ ફરમાવ્યો કે :

"જે માણસને આ વાત પસંદ હોય કે જયારે તે અમારા ઘરવાળાઓ ઉપર દુરૂદ શરીફ પઢે અને તે તેનો સવાબ ત્રાજવામાં ખૂબ વધે તો તે ઉપરના અલફાઝથી દુરૂદ શરીફ પઢે." [સહાયક કિતાબ : ૧૦, પાનું : ૧૪, ૧૫]

**(૧૦૭) દુનિયા અને આખિરતની બરકતો મેળવવા માટે**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّاٰلِهٖ وَصَحْبِهٖ وَسَلِّمْ بِعَدَدِ مَا فِىْ جَمِيْعِ الْقُرْاٰنِ حَرْفًا حَرْفًا وَبِعَدَدِ كُلِّ

حَرُفٍ اَلُفاً اَلُفاً.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ આલિહી વ સહબિહી વ સલ્લિમ બિ અ–દદિ મા ફી જમીઈલ કુર્આનિ હરફન હરફન વ બિ અ–દદિ કુલ્લિ હરફિન અલફન અલફન.'**

કુર્આન મજીદના હાફિઝો કુર્આન શરીફની સાત મંઝિલો પૈકી પ્રત્યેક મંઝિલના ખતમ પર ઉપર મુજબનું દુરૂદ શરીફ પઢે તો દુન્યવી અને આખિરતની બરકતોથી ખૂબ લાભ થશે. અને એની સાથે આંતર–બાહ્ય ફાયદાઓ પણ ખૂબ પ્રાપ્ત થશે.

[સહાયક કિતાબ : ૧૦, પાનું : ૩૩, ૩૪]

## ૧૦૮ એવું દુરૂદ શરીફ જેનો સવાબ ફક્ત અલ્લાહ તઆલા જ લખનાર છે

હઝરત અબૂબક્ર સિદીક રદિયલ્લાહુ તઆલા અન્હુએ પૂછયું :

અલ્લાહ તઆલાએ અમને આપ ઉપર દુરૂદ શરીફ પઢવાનો હુકમ ફરમાવ્યો છે.

આપ બતાવો, અમે કયું દુરૂદ શરીફ પઢીએ ?

તો આપે આ દુરૂદ શરીફ પઢવા ફરમાવ્યું.

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ فِى الْاَوَّلِيْنَ وَالْاٰخِرِيْنَ وَفِى الْمَلَاءِ الْاَعْلٰى اِلٰى يَوْمِ الدِّيْنِ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ 'અલા આલિ મુહમ્મદિન ફિલ અવ્વલી–ન વલ આખિરી–ન વ ફિલ મલઈલ અઅલા ઈલા યવમિદ્દીન.'**

હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુએ પૂછયું :

આ દુરૂદ શરીફનો સવાબ બતલાવો ?

આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ફરમાવ્યું :

"જો બધાં દરિયાઓનું પાણી શાહી બની જાય.
જો ધરતી પરના બધાં વૃક્ષો કલમ બની જાય અને
જો લખનાર બધાં જ ફરિશ્તા બની જાય.
જો શાહી અને કલમ ખૂટી જાય,
જો ફરિશ્તા થાકી જાય

તો પણ આ દુરૂદ શરીફના સવાબને પહોંચી ન શકશે. આ દુરૂદ શરીફનો સવાબ તો ફકત અલ્લાહ તઆલા જ લખનાર છે."

[સહાયક કિતાબ : ૧૦, પાનું : ૭૩, ૭૪]

## ૧૦૯ એક બુઝુર્ગને ખૂદ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે શીખવેલું દુરૂદ શરીફ

હઝરત શયખ અબ્દુલ કુદૂસ ગંગોહી રહમતુલ્લાહિ અલયહિ મહાન બુઝુર્ગ થઈ ગયા. રૂહાનિયતના ઉચ્ચ સ્થાનો પર બિરાજમાન હતા. આપના ૫૦૦ (પાંચ સો) ખલીફા પૈકી એક ખલીફા હઝરત અબ્દુલ ગફૂર આઝમપૂરી હતા.

મહાન શયખ હઝરત અબ્દુલ હક મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

એ માનવંત અમારા કુટુંબના હતા.

હઝરત અબ્દુલ ગફૂર આઝમપૂરી રહમતુલ્લાહિ અલયહિને જિન્નાત ઉઠાવી ગયા હતા. તેઓ એક મુદત સુધી જિન્નાતની વસ્તીમાં રહ્યા અને તેમની ભાષા પણ સારી પેઠે શીખી ગયા. આપ આલિમ હતા

અને પ્રવાસ–પર્યટનના શોખીન અને એમાં પાવરધા હતા.

એક રાતે ખ્વાબમાં અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના ખ્વાબમાં દીદાર થયા. તે સમયે હુઝૂર શાફિએ મેહશર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે આપને આ દુરૂદ શરીફ શીખવ્યું.

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّاٰلِهٖ بِعَدَدِ اَسْمَآئِكَ الْحُسْنٰى.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ આલિહી બિ અ–દદિ અસ્માઈ–કલ હુસ્ના.’**

હઝરત અબ્દુલ ગફૂર આઝમપૂરી રહમતુલ્લાહિ અલયહિ હિજરીસન ૯૯૮ માં વફાત પામ્યા. રહમતુલ્લાહિ અલયહિ.

[સહાયક કિતાબ : ૧૩, પાનું : ૧૨૧, ૧૨૨]

**(૧૧૦) તે દુરૂદ શરીફ જેને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ઉમદહ ફરમાવ્યું**

અલ્લામહ ખતીબ બગદાદી રહમતુલ્લાહિ અલયહિએ પોતાને જાણવા મળેલી એક ઘટના નોંધી છે :

હઝરત અબૂ ઈસહાક નહશલ રહમતુલ્લાહિ અલયહિ કહે છે કે :

હું હદીષોની કિતાબ લખતો હતો. એમાં હદીષો લખતો ત્યારે દરેક હદીષ શરીફ લખતી વખતે આ દુરૂદ શરીફ લખતો.

قَالَ النَّبِيُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ تَسْلِيْماً.

**‘કાલન્નબિય્યુ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લ–મ તસ્લીમા.’**

એક રાતે અલ્લાહ તઆલાના રસૂલ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમને મેં ખ્વાબમાં જોયા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે મારી લખેલી કિતાબ જોઈ.

કિતાબ જોઈને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"ઉમદા લખ્યું છે."

(દેખીતી રીતે દુરૂદ શરીફમાં લખેલ 'તસ્લીમન' શબ્દ પ્રત્યે ઈશારો હતો.) [સહાયક કિતાબ : ૧૩, પાનું : ૮૬]

## (૧૧૧) કિતાબમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના મુબારક નામ લખવા બાદ દુરૂદ શરીફ લખવાનો સવાબ

અલ્લાહ તઆલાના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નામ મુબારક સાથે 'સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ' લખવાનું ઘણું મહત્ત્વ છે.

શયખ અબૂ તાહિર રહિમહુલ્લાહુએ થોડીક હદીષો લખી અને હદીષોનો એ સંગ્રહ શયખ અબૂ અલી અત્તાર રહિમહુલ્લાહુને આપ્યો.

શયખ અત્તારે જોયું કે :

હદીષોમાં જયાં જયાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમનું નામ મુબારક આવેલું છે ત્યાં દરેક જગાએ :

صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ، تَسْلِيْماً كَثِيْراً كَثِيْراً كَثِيْرًا.

**'સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ,**
**તસ્લીમન કષીરન કષીરન કષીરા.'**

લખ્યું હતું.

એ માનવંતે શયખ અબૂ તાહિરને પૂછયું કે :

આપે તો નામે પાક સાથે આ પ્રમાણે લખવાની બહુ કાળજી રાખી છે. કંઈ કારણ બન્યું કે ?

શયખ અબૂ તાહિરે જવાબ આપ્યો :

હાં, જુવાનીના દિવસોમાં હું હદીષે પાક લખ્યા કરતો, પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના નામ મુબારક સાથે દુરૂદ શરીફ લખતો ન હતો.

એક વખત મેં સ્વપ્નમાં અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત કરી.

મેં સલામ અરજ કરી, પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે મોઢું ફેરવી લીધું.

મેં બીજી તરફ જઈને સલામ અરજ કરી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે એ બાજૂથી પણ મોઢું ફેરવી લીધું.

ત્રીજી વખત દેદીપ્યમાન મુખ મુબારક ભણી જઈને મેં અરજ કરી :

"યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ ! આપ માનવંત મારાથી મોઢું મુબારક કેમ ફેરવી લો છો, મારી કશી ભૂલ છે કે ? "

આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ફરમાવ્યું :

"તમારી કિતાબમાં તમે મારું નામ લખો છો ત્યારે મારા પર દુરૂદ શરીફ નથી લખતા."

બસ, એ દિવસથી મેં નક્કી કર્યું કે જયારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું નામ મુબારક લખીશ, ત્યારે એની સાથે :

**'સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ,**

**તસ્લીમન કષીરન કષીરન કષીરા'**

જરૂર લખીશ.

જાણીતા બુઝુર્ગ હઝરત ઈમામ ગિઝાલી રહમતુલ્લાહિ અલયહિ પોતાની કિતાબ 'ઈહ્યાઉલ ઉલૂમ'માં લખે છે કે :

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે :

"જો કોઈ મારા માટે દુરૂદ શરીફ લખશે, તો જયાં સુધી એ દુરૂદ શરીફ કિતાબ વગેરેમાં રહેશે, ત્યાં સુધી ફરિશ્તા તેના (લખનાર) માટે ઈસ્તિગફાર કરતા રહેશે."

[સહાયક કિતાબ : ૧૩, પાનું : ૫૮, ૫૯]

## ૧૧૨ હઝરત શાહ વલીયુલ્લાહ (રહ.)ને એમના વાલિદ સાહબે બતાવેલું ખૂબ બરકતવાળું દુરૂદ શરીફ

જાણીતા બુઝુર્ગ હઝરત શાહ વલીયુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની ગણના ઉમ્મતના અગ્રગણ્ય ઉલમાએ કિરામમાં થાય છે.

આપ ફરમાવે છે કે :

મારા માનવંત અબ્બાજાને મને આ દુરૂદ શરીફ પઢવાનો હુકમ આપ્યો હતો :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِنِ النَّبِيِّ الْاُمِّيِّ وَاٰلِهٖ وَبَارِكْ وَسَلِّمْ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્નબિય્યિલ ઉમ્મિય્યિ વ આલિહી વ બારિક વ સલ્લિમ.'**

ખ્વાબમાં હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી

વ સલ્લમની સેવામાં મેં આ દુરૂદ શરીફ પઢયું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે આ દુરૂદ શરીફ પસંદ ફરમાવ્યું.

હઝરત શાહ સાહેબ વળી કહેતા :

“આ ખાનદાનને જે કાંઈ મળ્યું તે આ દુરૂદ શરીફની બરકતથી મળ્યું. જે રીતે ય આ દુરૂદ શરીફ પઢો, અનુભવસિદ્ધ છે.”

હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિ આખરી ઉંમરમાં માંદા પડયા તો આપને પોતાના બાળકોની ચિંતા થતી હતી, કારણ બાળકો હજી નાનાં હતા.

એ દિવસોમાં આપ માનવંતે ખ્વાબમાં જોયું કે :

હુઝૂર રહમતુલ લિલ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ પધાર્યા છે અને ફરમાવી રહ્યા છે :

“તમે શાને ચિંતા કરો છો. જેવાં તમારા બાળકો, એવાં એ મારા બાળકો ! ”

અલ્લાહ તઆલાના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના મુખ મુબારકથી આ બોલ સાંભળીને આપને ખૂબજ સંતોષ થઈ ગયો. [સહાયક કિતાબ : ૧૩, પાનું : ૧૫૨, ૧૫૩]

## ૧૧૩ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક નવજુવાનને વસિયત ફરમાવેલું દુરૂદ શરીફ

હાફિઝ અબૂ નુઅયમ રહમતુલ્લાહિ અલયહિ હઝરત સુફિયાન ષૌરી રહમતુલ્લાહિ અલયહિથી નકલ કરે છે :

“હું એક વખતે બહાર જઈ રહ્યો હતો. મેં એક નવજુવાનને જોયો, જયારે તે પગ જમીન ઉપર મૂકે છે અથવા ઉઠાવે છે તો તે આ દુરૂદ શરીફ પઢે છે.”

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٌ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદ.'**

મેં પૂછયું : "તારા આ અમલ પર કોઈ દલીલ છે ?"

તેણે મને પૂછયું : "તમે કોણ છો ?"

મેં જવાબ આપ્યો : "સુફિયાન ષૌરી."

તેણે કહ્યું : "ઈરાકવાળા સુફિયાન ?"

મેં કહ્યું : "હાં."

તેણે કહ્યું :

"તમોને અલ્લાહ તઆલાની મઅરિફત હાસિલ છે ?"

મેં કહ્યું : "હાં."

તેણે ફરી પૂછયું : "કેવી રીતે અલ્લાહ તઆલાની ઓળખ છે ?"

મેં કહ્યું :

"રાતથી દિવસ, દિવસથી રાત નીકળે છે. માના પેટમાં બાળકની શકલ બનાવે છે."

તેણે કહ્યું : "કાંઈ નથી ઓળખતા."

મેં કહ્યું : "તમે કેમ કરી અલ્લાહ તઆલાને ઓળખ્યા ?"

તેણે જવાબ આપ્યો :

"હું કોઈ કામનો પાકો ઈરાદો કરું છું, પરંતુ તેને તોડવો પડે છે. કોઈ કામ કરવા ચાહું છું પણ કરી નથી શકતો. મેં ઓળખી લીધું કે કોઈ બીજી હસ્તી (ઝાત) છે જે મારા કામોને અંજામ

આપે છે.

મેં ફરી પૂછ્યું :

"તમારું આ દુરૂદ શરીફ કેવું છે ? "

તેણે જવાબ આપ્યો :

"હું મારી મા સાથે હજમાં ગયો હતો. મારી માનો અચાનક ઈન્તિકાલ થઈ ગયો. એનું મોંઢું કાળું થઈ ગયું અને પેટ ફૂલી ગયું.

જેથી મેં વિચાર્યું કે કોઈ મોટો ગુનાહ થયો છે. મેં અલ્લાહ તઆલા સામે આજિઝીથી હાથ ફેલાવ્યા."

મેં જોયું કે :

હિજાઝ તરફથી એક વાદળ આવી રહ્યું છે. એમાંથી એક માણસ નીકળ્યો. તેણે પોતાના મુબારક હાથ મારી માના મોંઢાં પર ફેરવ્યો. જેથી તે રોશન થઈ ગયો અને પેટ પર ફેરવ્યો, તો સોજો ઉતરી ગયો.

મેં પૂછ્યું :

તમે કોણ છો ? મારી અને મારી માની મુસીબત દૂર કરી દીધી.

તેમણે કહ્યું :

"હું તારો નબી છું."

મેં કહ્યું :

કોઈ વસિયત ફરમાવો !

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ફરમાવ્યું :

"જયારે પગ મૂકો અને ઉઠાવો તો આ દુરૂદ શરીફ પઢો."

[સહાયક કિતાબ : ૧૦, પાનું : ૨૯, ૩૦, ૩૧]

# નવમો વિભાગ

# જુદા જુદા મકસદો અને હાજતો પૂરી થવા માટે

# દુરૂદ શરીફ

## (૧૧૪) દુનિયા અને આખિરતમાં બરકત મેળવવા માટે

દુનિયા અને આખિરતની બરકતો મેળવવા માટે પોતાના વઝીફા કે મઅમૂલાતના અંતમાં આ દુરૂદ શરીફ પઢયા કરો.

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا مُحَمَّدٍ وَّاٰلِہٖ وَصَحْبِہٖ وَسَلِّمْ بِعَدَدِ مَا فِیْ جَمِیْعِ الْقُرْاٰنِ حَرْفًا حَرْفًا وَبِعَدَدِ کُلِّ حَرْفٍ اَلْفًا اَلْفًا.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સચ્યિદિના મુહમ્મદિંવ વ આલિહી વ સહબિહી વ સલ્લિમ બિ અ–દદિ મા ફી જમીઈલ કુર્આનિ હરફન હરફન વ બિ અ–દ–દિ કુલ્લિ હરફિન અલફન અલફન.’**

[સહાયક કિતાબ : ૯, પાનું : ૨૨]

## (૧૧૫) દુનિયા અને આખિરતની હાજતો પૂરી થવા માટે

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی اٰلِ مُحَمَّدٍ وَّعَلٰی اَھْلِ بَیْتِہٖ.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિંવ વ અલા અહલિ બચતિહી.’**

**અમલની રીત અને ફઝીલતઃ**

જે માણસ આ દુરૂદ શરીફ દરરોજ ૧૦૦ (એક સો) વખત પઢશે, અલ્લાહ તઆલા તેની ૧૦૦ (એક સો) હાજતો પૂરી ફરમાવશે. ૩૦ (ત્રીસ) હાજતો દુનિયામાં અને ૭૦ (સિત્તેર) હાજતો આખિરતમાં પૂરી ફરમાવશે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૩૯]

## (૧૧૬) દુઆ કબૂલ થવા માટે વિર્દ કરવાનું દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى وَسَلِّمْ عَلٰى سَيِّدِنَا الْمُبِيْنِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَبَارِكْ وَسَلَّمْ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા વ સલ્લિમ અલા સય્યિદિનલ મુબીનિ સલ્લલ્લાહુ અલયહિ વ અલા આલિહી વ અસહાબિહી વ બારિક વ સલ્લિમ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

જો કોઈ ઈચ્છે કે તેની દુઆ કબૂલ થાય તો તે આ દુરૂદ શરીફનો વિર્દ કરે, ઈન્શા અલ્લાહ દુઆ કબૂલ થશે.

[સહાયક કિતાબ : ૧૦, પાનું : ૩૪]

## (૧૧૭) દુઆ કબૂલ થવા માટે અઝાન વખતે પઢવાનું દુરૂદ શરીફ

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ التَّآمَّةِ وَالصَّلٰوةِ الْقَآئِمَةِ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّارْضَ عَنْهُ رِضًى لَّا سَخَطَ بَعْدَهٗ.

**'અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ દઅવતિત્તામ્મતિ વસ્સલાતિલ કાઈ-મતિ સલ્લિ અલા મુહમ્મદિંવ વર-ઝ**

અન્હુ રિઝલ લા સ-ખ-ત બઅ-દહૂ.'

જે માણસ અઝાનના સમયે આ દુરૂદ શરીફ પઢશે. અલ્લાહ તઆલા તેની દુઆ કબૂલ કરશે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૨૬]

## (૧૧૮) મોટી મુસીબતથી છૂટકારા માટે

اَللّٰهُمَّ صَلِّ وَسَلِّمْ وَبَارِكْ وَكَرِّمْ عَلٰى سَيِّدِنَا وَنَبِيِّنَا مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ النَّبِيِّ الْاُمِّيِّ نَبِيِّ الرَّحْمَةِ وَشَفِيْعِ الْاُمَّةِ الَّذِىْ اَرْسَلْتَهٗ رَحْمَةً لِّلْعَالَمِيْنَ ط وَعَلٰٓى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَاَوْلَادِهٖ وَذُرِّيَّتِهٖ وَاَهْلِ بَيْتِهِ الطَّيِّبِيْنَ الطَّاهِرِيْنَ ط وَعَلٰى اَزْوَاجِهِ الطَّاهِرَاتِ اُمَّهَاتِ الْمُؤْمِنِيْنَ ط اَفْضَلَ صَلَاةٍ وَّاَزْكٰى سَلَامٍ وَّاَنْمٰى بَرَكَةٍ عَدَدَ مَافِىْ عِلْمِكَ ط وَزِنَةَ مَافِىْ عِلْمِكَ ط وَمِلْءَ مَافِىْ عِلْمِكَ ط وَمِدَادَ كَلِمَاتِكَ وَمَبْلَغَ رِضَاكَ ط وَصَلِّ وَسَلِّمْ وَبَارِكْ وَكَرِّمْ كَذَالِكَ كُلِّهٖ اَفْضَلَ صَلَاةٍ وَّاَزْكٰى سَلَامٍ وَّاَنْمٰى بَرَكَاتٍ عَلٰى جَمِيْعِ الْاَنْبِيَآءِ وَالْمُرْسَلِيْنَ ط وَعَلٰٓى اٰلِهٖ وَاَزْوَاجِهٖ وَاَصْحَابِ كُلٍّ مِّنْهُمْ وَالتَّابِعِيْنَ ط وَعَلٰى كُلِّ وَلِيِّ اللّٰهِ فِى الْعَالَمِيْنَ ط وَسَآئِرِ الْمُؤْمِنِيْنَ مِنَ الْاَوَّلِيْنَ وَالْاٰخِرِيْنَ ط عَدَدَ مَا عَلِمَ اللّٰهُ وَزِنَةَ مَاعَلِمَ اللّٰهُ وَارْحَمْنَا اِلٰهَنَا بِحُرْمَتِهِمْ اَجْمَعِيْنَ ط وَاشْفِنَا وَعَافِنَا مِنْ كُلِّ اٰفَةٍ

وَّعَاهَةٍ وَّاعْفُ عَنَّا وَعَامِلْنَا بِلُطْفِكَ الْجَمِيْلِ ط وَلَا تُسَلِّطْ عَلَيْنَا بِذُنُوْبِنَا مَنْ لَّا يَرْحَمُنَا بِرَحْمَتِكَ يَآاَرْحَمَ الرَّاحِمِيْنَ ط

'અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ વ બારિક વ કર્રિમ અલા સય્યિદિના વ નબિય્યિના મુહમ્મદિન અબ્દિ-ક વ રસૂલિ-કન્નબિય્યિલ ઉમ્મિય્યિ નબિય્યિર્રહ-મતિવ શફીઈલ ઉમ્મતિલ્લઝી અરસલતહૂ રહ-મતલ લિલ આલમીન. વ અલા આલિહી વ અસ્હાબિહી વ અવલાદિહી વ ઝુર્રિય્યતિહી વ અહલિ બયતિહિત્તરિયબી-નત્તાહિરીન. વ અલા અઝવાજિહિત્તાહિરાતિ ઉમ્મહાતિલ મુઅમિનીન. અફ-ઝ-લ સલાતિંવ વ અઝકા સલામિંવ વ અન્મા બ-ર-કતિન અ-દ-દ મા ફી ઈલ્મિ-ક. વ ઝિ-ન-ત મા ફી ઈલ્મિક. વ મિલ-અ મા ફી ઈલ્મિક. વ મિદા-દ કલિમાતિ-ક વ મબ-લ-ગ રિઝાક. વ સલ્લિ વ સલ્લિમ વ બારિક વ કર્રિમ કઝાલિ-ક કુલ્લિહી અફ-ઝ-લ સલાતિંવ વ અઝકા સલામિંવ વ અન્મા બ-રકાતિન અલા જમીઈલ અમ્બિયાઈ વલ મુરસલીન. વ અલા આલિહી વ અઝવાજિહી વ અસહાબિ કુલ્લિમ મિન્હુમ વત્તાબિઈન. વ અલા કુલ્લિ વલિય્યિલાહિ ફિલ આલમીન. વ સાઈરિલ મુઅમિની-ન મિનલ અવ્વલી-ન વલ આખિરીન. અ-દ-દ મા અલિમલ્લાહુ વ ઝિ-ન-ત મા અલિમલ્લાહુ વરહમના ઈલા-હુના બિ હુર-મતિહિમ અજમઈન. વશ્ફિના

**વ આફિના મિન કુલ્લિ આ-ફતિંવ વ આ-હતિંવ વઅફુ અન્ના વ આમિલના બિ લુતફિ-કલ જમીલ. વ લા તુસલ્લિત અલય-ના બિ ઝુનૂબિના મલ્લા ચર-હ-મુના બિ રહ-મતિ-ક યા અર-હમર્રાહિમીન.'**

- જો કોઈ માણસ કોઈ એવી મુસીબતમાં ગિરફતાર થઈ જાય જેનાથી છૂટકારાનો માર્ગ જડતો ન હોય તો તે માણસ ફજર અને મગરિબની નમાઝ પછી ૨૧ વખત આ દુરૂદ શરીફ પઢીને દુઆ કરે, તો અલ્લાહ ગયબથી ફકત પોતાના ફઝલો કરમથી છૂટકારો અતા ફરમાવશે.
- તદઉપરાંત, જો કોઈ માણસ આ દુરૂદ શરીફને દરેક નમાઝ પછી પાબંદીથી ઓછામાં ઓછું એક વખત પઢતો રહેશે તો આકસ્મિત હોનારત અને દુર્ઘટનાથી તથા અચાનક આવી પડતી આફતોથી મહફૂઝ રહેશે. [સહાયક કિતાબ : ૧, પાનું : ૫૨ થી ૫૯]

## (૧૧૯) દરેક મુશકેલીઓ દૂર થવા અને દરેક હાજત પૂરી થવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ كَمَا هُوَ اَهْلُهٗ وَمُسْتَحِقُّهٗ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન કમા હુ-વ અહલુહૂ વ મુસ્તહિક્કુહૂ.'**

જો કોઈ માણસને કોઈ મુશકેલ કામથી પનારો પડે અને તે કોઈ પણ રીતે પાર પડતું ન હોય અથવા કોઈ જાઈઝ હાજત પૂરી થતી જણાતી ન હોય, તો તેને જોઈએ કે :

- લોકોના સૂઈ ગયા પછી તાઝુ-નવું વુઝૂ કરીને પાક જગ્યા પર કિબ્લહ રુખ બેસી જાય અને આ (ઉપર લખેલું) દુરૂદ શરીફ બિસ્મિલ્લાહ સાથે ૧૦૦૦ (એક હઝાર) વખત પઢે.
- ત્યાર બાદ ૧૦૦૦ (એક હઝાર) વખત કલિમએ તય્યિબહ

બિસ્મિલ્લાહ સાથે પઢીને ખૂબ જ નમ્રતા અને કાકલૂદીપૂર્વક મતલૂબહ (ઈચ્છિત) કામ માટે દુઆ કરે.

ઈન્શા અલ્લાહુલ અઝીઝ તે કામ બહુ જ જલદી પૂરું થઈ જશે. બહુ જ મુજર્રબ (અનુભવસિદ્ધ) અમલ છે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૫૯ થી ૬૧]

## ૧૨૦ દરેક મુસીબતથી નજાત માટે અને બધાં રોગોથી હિફાઝત માટે દુરૂદે તુનજજીના

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ صَلٰوةً تُنَجِّيْنَا بِهَا مِنْ جَمِيْعِ الْاَهْوَالِ وَالْاٰفَاتِ، وَتَقْضِىْ لَنَا بِهَا جَمِيْعَ الْحَاجَاتِ، وَتُطَهِّرُنَا بِهَا مِنْ جَمِيْعِ السَّيِّئَاتِ، وَتَرْفَعُنَا بِهَا عِنْدَكَ اَعْلَى الدَّرَجَاتِ، وَتُبَلِّغُنَا بِهَا اَقْصَى الْغَايَاتِ مِنْ جَمِيْعِ الْخَيْرَاتِ فِى الْحَيٰوةِ وَبَعْدَ الْمَمَاتِ، اِنَّكَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન સલાતન તુનજજીના બિહા મિન જમીઈલ અહવાલિ વલ આફાતિ વ તકઝી લના બિહા જમીઅલ હાજાતિ વ તુતહિહરુના બિહા મિન જમીઈસ્સય્યિઆતિ વ તરફઉના બિહા ઈન્દ-ક અઅલદ દ-ર-જાતિ વ તુબલ્લિગુના બિહા અકસલ ગાયાતિ મિન જમીઈલ ખયરાતિ ફિલ હયાતિ વ બઅદલ મમાતિ ઈન્ન-ક અલા કુલ્લિ શયઈન કદીર.’**

**આ દુરૂદ શરીફ પઢવાથી જહાઝ ડૂબવાથી બચી ગયું**

‘મનાહિજુલ હસનાત’માં ઈબ્ને ફાકિહાનીની કિતાબ ‘ફજરે મુનીર’માં નકલ કર્યું છે કે :

એક શયખ સાલિહ મૂસા ઝરીર નામના બુઝુર્ગ હતા. તેમણે પોતાની આપબીતી મને બયાન કરી કે :

એક જહાઝ ડૂબવા લાગ્યું. હું તે જહાઝમાં મવજૂદ હતો. તે સમયે મને બેહોશી તારી થઈ. તે હાલતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને આ દુરૂદ શરીફ તાલીમ ફરમાવીને ઈરશાદ ફરમાવ્યો કે :

> “જહાઝમાં સવાર લોકો આ દુરૂદ શરીફને ૧૦૦૦ (એક હઝાર) વખત પઢો.”

હજુ ત્રણ સો વખત પઢયું હતું કે જહાઝ સુરક્ષિત થઈ ગયું.

## ઘરમાં લટકાવવાથી રોગચાળાથી હિફાઝત થાય છે

હકીમુલ ઉમ્મત હઝરત થાનવી રહમતુલ્લાહિ અલયહિએ ‘ઝાદુસ્સઈદ’ કિતાબના હાશિયહ પર આ દુરૂદ શરીફને પુષ્કળ પ્રમાણમાં પઢવું અને લખીને ઘરમાં લટકાવવું તમામ રોગચાળા, કોલેરા અને પ્લેગ વગેરે રોગથી હિફાઝતના માટે ફાયદાકારક અને મુજર્રબ (અનુભવસિદ્ધ) લખ્યું છે.

અને આ દુરૂદ શરીફ દિલને અનોખો ઈત્મીનાન (શાંતિ) બખ્શે છે. [સહાયક કિતાબ : ૨, પાનું : ૯૧]

## શયખુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ હુસયન અહમદ મદની રહિમહુલ્લાહુએ બતાવેલો અમલ

શયખુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ હુસયન અહમદ મદની રહમતુલ્લાહિ અલયહિ આફતોથી હિફાઝત માટે ઈશા બાદ ૭૦ (સિત્તેર) વખત આ દુરૂદ શરીફ પઢવાનું ફરમાવતા હતા.

[સહાયક કિતાબ : ૧૦, પાનું : ૧૯, ૨૦, ૨૧]

## (૧૨૧) દરેક મુસીબતથી નજાત માટે

اَللّٰهُمَّ صَلِّ وَسَلِّمْ عَلٰى سَيِّدِنَا وَمَوْلَانَا مُحَمَّدٍ صَلٰوةً تَحُلَّ بِهَا عُقْدَتِىْ وَتُفَرِّجُ بِهَا كُرْبَتِىْ وَتُنْقِذُنِىْ بِهَا مِنْ وَّحُلَتِىْ وَتُقْبِلُ بِهَا عَشْرَتِىْ وَتَقْضِىْ بِهَا حَاجَتِىْ.

**'અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ અલા સય્યિદિના વ મવલાના મુહમ્મદિન સલાતન તહુલ્લ બિહા ઉક–દતી વ તુફર્રિજુ બિહા કુર–બતી વ તુન્કિઝુની બિહા મિંવ વહલતી વ તુકબિલુ બિહા અશ–રતી વ તકઝી બિહા હાજતી.'**

જે માણસ કોઈ પરેશાની અથવા મુસીબતમાં હોય તો તે તહજજુદની નમાઝ પછી કિબ્લહ રુખ બેસીને ઉપર લખેલું દુરૂદ શરીફ ૧૦૦૦ (એક હઝાર) વખત પઢે. ઈન્શા અલ્લાહ પરેશાની દૂર થશે.

[સહાયક કિતાબ : ૪, પાનું : ૧૨]

## (૧૨૨) ત્રણ મહાન ફાયદાઓ મેળવવા માટેનું દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ وَسَلِّمْ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى سَيِّدِنَا اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ سَيِّدِنَا اِبْرَاهِيْمَ، وَبَارِكْ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى سَيِّدِنَا اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ سَيِّدِنَا اِبْرَاهِيْمَ فِى الْعَالَمِيْنَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ، عَدَدَ خَلْقِكَ وَرِضٰى نَفْسِكَ

وَزِنَةَ عَرْشِكَ وَمِدَادَ كَلِمَاتِكَ كُلَّمَا ذَكَرَهُ الذَّاكِرُوْنَ، وَكُلَّمَا غَفَلَ عَنْ ذِكْرِهِ الْغَافِلُوْنَ.

**'અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ અલા સચ્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સચ્યિદિના મુહમ્મદિન કમા સલ્લય-ત અલા સચ્યિદિના ઈબ્રાહી-મ વ અલા આલિ સચ્યિદિના ઈબ્રાહીમ, વ બારિક અલા સચ્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સચ્યિદિના મુહમ્મદિન કમા બારક-ત અલા સચ્યિદિના ઈબ્રાહી-મ વ અલા આલિ સચ્યિદિના ઈબ્રાહી-મ ફિલ આ-લમી-ન ઈન્ન-ક હમીદુમ મજીદ. અ-દ-દ ખલ્કિ-ક વ રિઝા નફસિ-ક વ ઝિ-ન-ત અર્શિ-ક વ મિદા-દ કલિમાતિ-ક કુલ્લમા ઝ-ક-રહુઝઝાકિરૂન. વ કુલ્લમા ગ-ફ-લ અન ઝિકરિહિલ ગાફિલૂન.'**

**<u>આ દુરૂદ શરીફ પઢવાના ફાયદા:</u>**

- દરેક બીમારીથી શિફા મળે છે.
- દરેક આફતથી રક્ષણ થાય છે.
- રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ખ્વાબમાં ઝિયારત થાય છે. [સહાયક કિતાબ : ૩, પાનું : ૫૬]

## ૧૨૩ દુશમનથી છૂટકારા માટે હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિએ બતાવેલો અમલ

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ રહમતુલ્લાહિ અલયહિએ જણાવ્યું કે :

જો કોઈ માણસના ઘણાં દુશમનો હોય તો તે વુઝૂ કરી ૧૦૦

(એક સો) વખત દુરૂદ શરીફ પઢે અને હાથ ઉઠાવી આજિઝીપૂર્વક અલ્લાહ તઆલાથી દુઆ કરે કે તે તેની દુશમનોથી રક્ષા કરે.

એક અઠવાડિયા સુધી સતત પઢવાથી દુશમનોથી છૂટકારો પ્રાપ્ત થશે. [સહાયક કિતાબ : ૫, પાનું : ૯૪]

## દસમો વિભાગ

## જિન્નાત, જાદૂ, સાપ, વીંછી, ઝાલિમથી હિફાઝત

### (૧૨૪) જિન્નાત, સાપ, વીંછી, ઝાલિમથી હિફાઝત માટે

صَلَّى اللّٰهُ سُبْحَانَهٗ وَبِحَمْدِهٖ عَلٰى مُحَمَّدٍ عَبْدِهٖ وَرَسُوْلِهِ النَّبِيِّ الْاُمِّيِّ وَاٰلِهٖ وَبَارَكَ وَسَلَّمَ كَمَا هُوَ اَهْلُهٗ.

**'સલ્લલ્લાહુ સુબ્હા–નહૂ વ બિ હમ્દિહી અલા મુહમ્મદિન અબ્દિહી વ રસૂલિહિન્નબિય્યિલ ઉમ્મિય્યિ વ આલિહી વ બાર–ક વ સલ્લ–મ કમા હુ–વ અહલુહૂ.'**

જો કોઈ માણસ દરેક નમાઝ પછી સાત (૭) વખત આ દુરૂદ શરીફ પઢીને બદન પર દમ કરી લે, તો જિન્નાત, ભૂત–પલીત અને સાપ–વીંછી જેવાં કોઈ પણ હાનિકારક જાનવર એને તકલીફ પહોંચાડી શકશે નહિ અને કોઈ ઝાલિમ–અત્યાચારી એના પર કાબૂ પામી શકશે નહિ. ઉપરાંત, પુષ્કળ પ્રમાણમાં એનો વિર્દ રાખવાથી ભારે હિફાઝતી કિલ્લા જેવી શકિત મળે છે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૨૯, ૩૦, ૩૧]

### (૧૨૫) જાદૂ–ટોનાની અસર નાબૂદ કરવા માટે

જાદૂ–ટોનાની અસર નાબૂદ કરવા માટે ૪૦ (ચાલીસ) દિવસ સુધી ફજરની નમાઝ પછી ૧૦૧ (એક સો એક) વખત દુરૂદે પાક પઢે, તો ઈન્શાઅલ્લાહુ તઆલા જાદૂ–ટોનાની અસર બિલકુલ નાબૂદ થઈ જશે. [સહાયક કિતાબ : ૮, પાનું : ૧૨૧]

## અગિયારમો વિભાગ

## ઘર અને સમાજ

### પતિ–પત્ની

**(૧૨૬) પતિના ઝુલ્મથી અને તંગદસ્તી, નાદારી તથા મોહતાજીથી મુક્તિ માટે**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ صَاحِبِ الْفَرْقِ وَالْفُرْقَانِ ط وَجَامِعِ الْوَرَقِ وَمُنْزِلِهٖ مِنْ سَمَآءِ الْقُرْاٰنِ ط وَعَلٰى اٰلِ مُحَمَّدٍ وَّسَلِّمْ ط

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન સાહિબિલ ફરકિ વલ ફુરકાન. વ જામિઈલ વ–ર–કિ વ મુન્ઝિલિહી મિન સમાઈલ કુરઆન. વ અલા આલિ મુહમ્મદિંવ વ સલ્લિમ.’**

- જો શવહર (પતિ) મારઝૂડ અને અત્યાચાર કરતો હોય
- જો કોઈ માણસ તંગદસ્તી, નાદારી અને મોહતાજીનો શિકાર હોય, તો તે માણસ ફજરની નમાઝ પછી અથવા મગરિબ કે ઈશાની નમાઝ પછી ૭૧ (એકોતેર) વખત ઉપર લખેલું દુરૂદ શરીફ પઢીને દુઆ કરે,

તો અલ્લાહ તઆલા પતિને પત્ની પ્રત્યે મહેરબાન કરી દેશે .

અને મોહતાજી તથા તંગદસ્તીથી મહફૂઝ રાખશે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૩૮, ૩૯, ૪૦]

## (૧૨૭) પતિ–પત્નીમાં મુહબ્બત પેદા થવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مُّعَطِّرِ الرُّوْحِ ط وَّاٰلِهِ الطَّيِّبِيْنَ الطَّاهِرِيْنَ ط صَلَاةً تُعَطِّرُنَا بِهَا وَبَارِكْ وَسَلِّمْ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિમ મુઅત્તિરિર્રૂહ. વ આલિહિત્તય્યિબી–નત્તાહિરીન. સલાતન તુઅત્તિરુના બિહા વ બારિક વ સલ્લિમ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

પતિ–પત્નીમાં બેમિસાલ ઉલફત અને મુહબ્બત પેદા કરવા ચાહતા હોય અથવા બન્નેમાંથી કોઈ એક નારાઝ હોય અને એને રાઝી કરવાનો ઈરાદો હોય તો ફૂલો અથવા મુશ્ક–અંબરની ખૂશ્બૂ પર અથવા કોઈ પણ પ્રકારની ખૂશ્બૂ પર ઉપર લખેલું દુરૂદ શરીફ ૪૫૦ (ચારસો પચાસ) વખત દમ કરીને ૪૧ (એકતાલીસ) દિવસ સુધી બન્ને પતિ–પત્ની સૂંઘશે તો ઈન્શા અલ્લાહ બન્ને એક–બીજાને ખૂબ ચાહવા માંડશે. આ અમલ મુજર્રબ (અનુભવસિદ્ધ) છે.

જો ઈચ્છિત વ્યકિત દૂર હોય તો ખાંડ પર દમ કરીને કીડીઓને નાંખી દો, તો ઈન્શા અલ્લાહ પતિ–પત્નીના દિલ એક બીજા તરફ આકર્ષાવા માંડશે. [સહાયક કિતાબ : ૧, પાનું : ૬૫, ૬૬]

## (૧૨૮) ઘરેલુ પરેશાની દૂર થવા માટે

દરેક નમાઝ પછી ઘરમાં બેસીને ૧૧ (અગિયાર) વખત દુરૂદે પાક પઢવાથી ઘરમાં અમન અને સુકૂનની હાલત રહે છે.

જો ઘરમાં પત્ની અથવા બાળકો કોઈ મામલામાં પરેશાન કરતા હોય અને કાયમ લડાઈ–ઝઘડાની હાલત રહેતી હોય તો ૧૧૧ (એક સો અગિયાર) વખત દુરૂદે પાક પઢીને પાણી પર દમ કરે અને તે પાણી ઘરવાળાઓને પિવડાવે તો ઈન્શા અલ્લાહ ઘરનો માહોલ ઠીક થઈ જશે. પરેશાની અને તંગીનો મામલો પણ ખતમ થઈ જશે અને ઘરનું વાતાવરણ સારું થઈ જશે.

આ હેતુસર ૧૧૧ (એક સો અગિયાર) વખત દુરૂદે પાકનો વિર્દ ફજરની નમાઝ પછી તરત કરવો સારો છે.

[સહાયક કિતાબ : ૮, પાનું : ૧૧૩]

## ઔલાદ

### (૧૨૯) છોકરા–છોકરીની શાદીમાં થતી રુકાવટ દૂર થવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط
اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય–ત અલા ઈબ્રાહી–મ વ અલા આલિ ઈબ્રાહી–મ ઈન્ન–ક હમીદુમ મજીદ. અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા બારક–ત અલા ઈબ્રાહી–મ વ અલા આલિ ઈબ્રાહી–મ ઈન્ન–ક હમીદુમ મજીદ.’**

**અમલની રીત અને ફઝીલતઃ**

જો કોઈ છોકરા કે છોકરીની શાદીમાં રુકાવટ ઊભી થાય અને સગાઈ નક્કી ન થતી હોય અથવા સદંતર કહેણ (રિશ્તો) આવતું જ ન હોય, તો છોકરો કે છોકરી અને એની વાલિદહ સવારે ફજરની નમાઝ પછી તથા સાંજે મગરિબની નમાઝ પછી ૫૦૦ (પાંચ સો) વખત દુરૂદે ઈબ્રાહીમી પઢીને દુઆ કરે, તો અલ્લાહ તઆલા બહુ જલ્દી નેક અને સારા રિશ્તાનો બંદોબસ્ત ફરમાવી દેશે અને રુકાવટ દૂર થઈ જશે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૧૫, ૧૬, ૧૭]

## ૧૩૦ મનપસંદ રિશ્તો થાય તે માટે

اَلْحَمْدُ لِلّٰهِ ذِى الْعِزِّ وَالْكِبْرِيَآءِ
وَصَلَّى اللّٰهُ عَلٰى مُحَمَّدٍ خَاتَمِ الْاَنْبِيَآءِ ط

**'અલ્હમ્દુ લિલ્લાહિ ઝિલ ઈઝઝિ વલ કિબ્રિયાઈ**
**વ સલ્લલ્લાહુ અલા મુહમ્મદદિન ખા-તમિલ અમ્બિયાઅ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

ઝાહિર અને બાતિન (બાહ્ય અને આંતરિક) બન્ને રીતે બાકમાલ અને મનપસંદ રિશ્તો (સગપણ) મેળવવા ઈચ્છતી વ્યકિત જો ઈશા પછી અથવા તહજજુદ વખતે ૧૧૦૦ (અગિયાર સો) વખત ઉપરનું દુરૂદ શરીફ પઢીને બારગાહે ઈલાહીમાં દુઆ કરશે તો અલ્લાહ તઆલા એની જાઈઝ દિલી મુરાદને પૂરી ફરમાવશે અને એ રિશ્તાથી પરસ્પર ઉલફત અને મુહબ્બત નસીબ થશે. (ઈન્શાઅલ્લાહ).

આ અમલની મુદત ૯૧ (એકાણું) દિવસ છે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૭૫, ૭૬]

## ૧૩૧ ઔલાદની કામિયાબી અને ઈઝઝત મેળવવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰی سَیِّدِ الْعَالَمِیْنَ حَبِیْبِکَ مُحَمَّدٍ وَّاٰلِهٖ ط
صَلَاةً اَنْتَ لَهَآ اَهْلٌ ط وَّبَارِکْ وَسَلِّمْ کَذٰلِکَ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિલ આ-લમી-ન હબીબિ-ક મુહમ્મદિંવ વ આલિહી, સલાતન અન્ત લહા અહલુંવ, વ બારિક વ સલ્લિમ કઝાલિક.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

જો કોઈ માણસ ફજર અને મગરિબની નમાઝ પછી ૭૧ (એકોતેર) વખત અને બીજી નમાઝો પછી ૭ (સાત) વખત ઉપરનું દુરૂદ શરીફ પાબંદીથી પઢયા કરશે તો અલ્લાહ તઆલા એને તથા એની અવલાદને સમાજમાં ઉચ્ચ, મોભાદાર અને ઈઝઝતમય સ્થાન આપશે તથા એમને લોકપ્રિયતા નસીબ થશે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૩૧, ૩૨, ૩૩]

## ૧૩૨ ઔલાદને ઈઝઝત મળે તે માટે દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰی سَیِّدِ الْعَالَمِیْنَ حَبِیْبِکَ مُحَمَّدٍ وَّاٰلِهٖ
صَلَاةً اَنْتَ لَهَا اَهْلٌ وَّبَارِکْ وَسَلِّمْ کَذٰلِکَ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિલ આલમી-ન હબીબિ-ક મુહમ્મદિંવ વ આલિહી સલાતન અન્ત લહા અહલુંવ વ બારિક વ સલ્લિમ કઝાલિક.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

જે માણસ સવાર—સાંજ ૭ (સાત) વખત આ દુરૂદ શરીફને

પાબંદીના સાથે પઢશે તો એની બરકતથી અલ્લાહ તઆલા તેની ઔલાદને ઈઝઝત સાથે રાખશે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૩૦]

## ઈન્ટર્વ્યુ અને પરીક્ષા

**૧૩૩** {A} **લોકોમાં મકબૂલિયત અને સત્તાધારીઓમાં મહબૂબિયત મેળવવા માટે**

{B} **સત્તાધીશ કોઈ પણ પ્રકારની આનાકાની વગર કામ કરી આપે તે માટે**

{C} **ઈન્ટર્વ્યુમાં કામિયાબી માટે**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً مَّقْرُوْنَةً بِذِكْرِهٖ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً جَامِعَةً بَيْنَ فَرَحِهٖ وَسُرُوْرِهٖ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً مُّحِيْطَةً بِطَوْرِهٖ وَصَوْرِهٖ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً مُّنَوَّرَةً لِّقُلُوْبِ اَصْحَابِ صُدُوْرِهٖ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً شَارِحَةً لِّمَنْقُوْحِهٖ فِىْ مَسْطُوْرِهٖ ط وَصَلِّ عَلٰى جَمِيْعِ اِخْوَانِهٖ مِنَ الْاَنْبِيَآءِ وَالْاَوْلِيَآءِ بِعَدَدِ عُبُوْرِهٖ وَمُرُوْرِهٖ بَيْنَ الْمَآءِ وَطَهُوْرِهٖ ط وَالنُّوْرِ وَظُهُوْرِهٖ ط وَالْحَقِّ وَاُمُوْرِهٖ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન સલાતમ મકરૂ–નતમ બિ ઝિકરિહ. અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન સલાતન જામિ–અતમ બય–ન ફ–રહિહી વ સુરૂરિહ. અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન સલાતમ મુહી–તતમ**

**બિ તવરિહી વ સવરિહ. અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન સલાતમ મુનવ્વિ-રતલ લિ કુલૂબિ અસહાબિ સુદૂરિહ. અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન સલાતન શારિ-હતલ લિ મન્કૂહિહી ફી મસતૂરિહ. વ સલ્લિ અલા જમીઈ ઈખવાનિહી મિનલ અમ્બિયાઈ વલ અવલિયાઈ બિ અ-દદિ ઉબૂરિહી વ મુરૂરિહી બચ-નલ માઈ વ તહૂરિહ. વન્નૂરિ વ ઝુહૂરિહ. વલ હક્કિ વ ઉમૂરિહ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

{A} આ દુરૂદ શરીફમાં વશ કરવાની અજીબ શકિત છે.

જો કોઈ વ્યકિત દરેક નમાઝ પછી ત્રણ વખત આ દુરૂદ શરીફ પઢવાનો મામૂલ બનાવી લેશે, તો અલ્લાહ તઆલા એને લોકોમાં અજીબ મકબૂલિયત અને સત્તાધારીઓની નિગાહમાં મહબૂબિયત અર્પણ કરશે.

{B} તદુપરાંત, જો કોઈ વ્યકિત ૧૧ (અગિયાર) વખત આ દુરૂદ શરીફને ગુલાબના અત્તર પર દમ કરી ચહેરા પર મસળીને સત્તાધીશ કે ઈચ્છિત વ્યકિતને મળે તો તે વ્યકિત કોઈ પણ પ્રકારની આનાકાની અને દલીલબાઝી વગર એનું કામ કરી આપશે.

{C} ઈન્ટર્વ્યૂમાં કામિયાબી માટે બહુ અસરકારક છે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૪૦ થી ૪૪]

## ૧૩૪ દરેક કસોટી અને પરીક્ષામાં કામિયાબી માટે

رَبِّ صَلِّ عَلٰی نَبِیِّ مُحَمَّدٍ وَّاٰلِهٖ أَجَلَّهَا ط وَاقْضِ لِیْ بِجَاهِهٖ حَوَآئِجِیْ كُلَّهَا ط وَصَلِّ عَلَیْهِ كَمَآ أَنْتَ اَهْلُهَا ط وَسَلِّمْ وَشَرِّفْ وَكَرِّمْ دَآئِمًا ط

**'રબ્બિ સલ્લિ અલા નબિય્યિ મુહમ્મદિંવ વ આલિહી અજલ્લહા, વકદિ લી બિ જાહિહી હવાઈજી કુલ્લહા, વ સલ્લિ અલયહિ કમા અન્ત અહલુહા, વ સલ્લિમ વ શર્રિફ વ કર્રિમ દાઈમા.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

કોઈ પણ પ્રકારની પરીક્ષામાં કામિયાબી માટે ઉપર લખેલા દુરૂદ શરીફમાં અજીબ તાસીર છે.

જો તાલિબે ઈલ્મ કે વિદ્યાર્થી દરેક નમાઝ પછી ૧૧ (અગિયાર) વખત આ દુરૂદ શરીફને પઢીને પરીક્ષામાં કામિયાબી માટે દુઆ કરતો રહેશે, તો અલ્લાહ તઆલા સુંદર કામિયાબી આપશે.

ખાસ કરીને મૌખિક પરીક્ષા પહેલાં ૧૧ (અગિયાર) વખત આ દુરૂદ શરીફને પઢીને છાતી પર દમ કરવાથી જવાબો આસાન થઈ જાય છે અને કોઈ પણ પ્રકારની ગભરાહટ થતી નથી.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૬૮, ૬૯, ૭૦]

## જાન, માલ, મકાન, આબરૂ

### ૧૩૫ ચોર-ડાકૂથી હિફાઝત માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ نِ النَّبِيِّ كَمَآ اَمَرْتَنَا اَنْ نُّصَلِّىَ
عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ نِ النَّبِيِّ كَمَا يَنْبَغِىْ
اَنْ يُّصَلّٰى عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ نِ النَّبِيِّ بِعَدَدِ
مَنْ صَلّٰى عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ نِ النَّبِيِّ بِعَدَدِ
مَنْ لَّمْ يُصَلِّ عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ نِ النَّبِيِّ
كَمَا تُحِبُّ وَتَرْضٰى اَنْ يُّصَلّٰى عَلَيْهِ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિ કમા અમર–તના અન નુસલ્લિ–ય અલયહિ. વ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિ કમા યમ્બગી અંય યુસલ્લા અલયહિ. વ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિ બિ અ–દદિ મન સલ્લા અલયહિ. વ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિ બિ અ–દદિ મલ્લમ યુસલ્લિ અલયહિ. વ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિ કમા તુહિબ્બુ વ તરદા અંય યુસલ્લા અલયહિ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

- જો કોઈ માણસ ઘરેથી નીકળવા પહેલાં અથવા કોઈ મુસાફિર પોતાની સફરમાં ૧૧ (અગિયાર) વખત ઉપર લખેલું દુરૂદ શરીફ પઢીને પોતાના શરીર અને માલ–સામાન પર દમ કરી લેશે, તો દરેક પ્રકારની ચોરી, લૂંટફાટ, મારધાડ અને ડાકૂઓથી અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવશે તથા ઝાલિમ, ડાકૂ અને લૂંટારો એની તરફ નિગાહ પણ ઉઠાવી શકશે નહિ.
- તદુપરાંત, રાતે સૂતા પહેલાં મકાનની ચારે તરફ ઉપર લખેલા દુરૂદ શરીફને ૧૦ (દસ) વખત પઢીને ફૂંકી દેશે તો ઈન્શા અલ્લાહ એ મકાન ચોરી, લૂંટફાટ અને ડાકૂઓથી મહફૂઝ રહેશે અને કોઈ બદનિય્યતથી એની તરફ મુખ પણ કરશે નહિ.

આ મુજર્રબ (અનુભવસિદ્ધ) અમલ છે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૩૩ થી ૩૬]

**(૧૩૬)** {A} **દરિયાઈ સફરમાં હિફાઝત માટે**
{B} **દીન–દુનિયાના દરેક કામમાં કામિયાબી માટે**
{C} **દરેક રંજ, ગમ, પરેશાની દૂર થવા માટે**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ صَلٰوةً تُنْجِيْنَا بِهَا مِنْ جَمِيْعِ الْاَهْوَالِ وَالْاٰفَاتِ، وَتَقْضِىْ لَنَا بِهَا جَمِيْعَ الْحَاجَاتِ، وَتُطَهِّرُنَا بِهَا مِنْ جَمِيْعِ السَّيِّئَاتِ، وَتَرْفَعُنَا بِهَا عِنْدَكَ اَعْلَى الدَّرَجَاتِ، وَتُبَلِّغُنَا بِهَا اَقْصَى الْغَايَاتِ مِنْ جَمِيْعِ الْخَيْرَاتِ فِى الْحَيٰوةِ وَ بَعْدَ الْمَمَاتِ، اِنَّكَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ.

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન સલાતન તુન્જીના બિહા મિન જમીઈલ અહવાલિ વલ આફાત. વ તકદી લના બિહા મિન જમીઈલ હાજાત. વ તુતહિહરુના બિહા મિન જમીઈસ્સય્યિઆત. વ તરફઉના બિહા ઈન્દ-ક અઅલદ દ-ર-જાત. વ તુબલ્લિગુના બિહા અકસલ ગાયાતિ મિન જમીઈલ ખયરાતિ ફિલ હયાતિ વ બઅદલ મમાત. ઈન્ન-ક અલા કુલ્લિ શયઈન કદીર.’**

**અમલની રીત અને ફઝીલત:**

- ઉપર લખેલું દુરૂદ શરીફ દરિયાઈ સફરની તમામ આફતોથી છૂટકારા માટેનું અજીબ અનુભવસિદ્ધ (મુજર્રબ) દુરૂદ છે.
- ઉપરાંત, કોઈ પણ દીની કે દુન્યવી અહમ અને મુશ્કેલ કામમાં ભરપૂર કામિયાબી મેળવવા માટે આ દુરૂદ શરીફ ઘણું જ અકસીર અને કારગત નીવડે છે.
- દરેક પ્રકારના રંજ-ગમ અને પરેશાનીને દૂર કરે છે. આ દુરૂદ શરીફ બુઝુર્ગોનું અત્યંત મુજર્રબ (અનુભવસિદ્ધ) છે.

આ દુરૂદ શરીફ પઢવાનો તરીકો આ છે કે :

- ઈશાની નમાઝ પછી બે રકાત નફલ નમાઝ હાજતની નિય્યતથી પઢે.
- દરેક રકાતમાં સૂરએ 'ફાતિહા' પછી ૧૧ (અગિયાર) વખત સૂરએ 'ઈખ્લાસ' ('કુલ હુ—વલ્લાહુ'ની સૂરત) પઢે.
- સલામ ફેરવ્યા પછી ૧૦૦ (એક સો) વખત આ દુરૂદ શરીફ પઢીને પોતાની હાજત અલ્લાહ તઆલાની હુઝૂર પેશ કરે.

ઈન્શા અલ્લાહ, બહુ જલદી હાજત પૂરી થશે અને અસંભવિત જણાતું કામ અલ્લાહ તઆલા ગયબથી કરી આપશે.

ઉપરાંત, આ દુરૂદ શરીફને પઢનારો કદાપિ બદનસીબ થશે નહિ.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૬૧ થી ૬૪]

## (૧૩૭) પોતાનું મકાન બનાવવા માટે

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدِ نِ النَّبِیِّ الْاُمِّیِّ وَاٰلِہٖ وَسَلِّمْ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિય્યિ વ આલિહી વ સલ્લિમ.'**

**<u>અમલની રીત અને ફઝીલતઃ</u>**

જે માણસ પોતાનું ઘર બનાવવા અથવા મેળવવા ચાહતો હોય તો ઉપરોકત દુરૂદ શરીફ જુમ્અહના દિવસે અસરની નમાઝ પછી ૧૦૦૦ (એક હજાર) વખત પઢીને દુઆ કરશે તો અલ્લાહ તઆલા માત્ર પોતાના ફઝલો કરમથી એના ઘરનો ઈન્તિઝામ ફરમાવી આપશે અને રહેઠાણના સિલસિલામાં તે કદાપિ પરેશાન થશે નહિ, ઈન્શા અલ્લાહ. [સહાયક કિતાબ : ૧, પાનું : ૬૭, ૬૮]

## (૧૩૮) ગુમ થયેલી વસ્તુ પાછી મેળવવા માટે

જો કોઈની કોઈ વસ્તુ ખોવાઈ ગઈ હોય અથવા તે કોઈ જગ્યા

પર મૂકીને ભૂલી ગયો હોય અને શોધવા છતાં મળતી ન હોય તો રાત્રે ઈશાની નમાઝ બાદ સૂવાથી પહેલાં વુઝૂ સહિત ૧૧ (અગિયાર) દિવસ સુધી ૧૧૧ (એક સો અગિયાર) વખત દુરૂદે પાક પઢીને સૂઈ જાય તો ઈન્શા અલ્લાહુ તઆલા ખ્વાબમાં ખોવાયેલી વસ્તુ વિષે ઈશારા થઈ જશે.

જો કોઈ માણસ કોઈ એવી વેરાન જગ્યાએ ખોવાઈ ગયો હોય જ્યાં તેને કોઈ રસ્તો મળતો ન હોય તો તેણે ફજરની નમાઝ પઢીને ૧૧૦૦ (અગિયાર સો) વખત દુરૂદે પાકની વિર્દ કરે તો તેની મુશ્કેલ આસાન થઈ જશે અને ગયબથી તેની મદદ થશે.

[સહાયક કિતાબ : ૮, પાનું : ૧૧૩, ૧૧૪]

## બારમો વિભાગ

## કર્ઝ, રોઝી, ધંધો, નોકરી, ખેતી વગેરે

### કર્ઝ

**૧૩૯** {A} **કર્ઝથી છૂટકારા માટે**
{B} **કિયામતમાં હિસાબ ન થાય તે માટે**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદ.'**

**અમલની રીત અને ફઝીલત:**

ઝોહરની નમાઝ પછી ઉપર લખેલા દુરૂદ શરીફને ૧૦૦ (એક સો) વખત પઢનારાને ત્રણ વસ્તુઓ પ્રાપ્ત થશે :

(૧) તે કદાપી કર્ઝદાર રહેશે નહિ.
(૨) તેનું જેટલું પણ કર્ઝ હશે તો અદા (ચુકતે) થઈ જશે.

(૩) કિયામતના દિવસે એનો કોઈ હિસાબ થશે નહિ.

[સહાયક કિતાબ : ૯, પાનું : ૧૯]

## (૧૪૦) કર્ઝની અદાયગી માટે

اَللّٰھُمَّ صَلِّ اَبداً اَفْضَلَ صَلوَاتِکَ عَلٰی سَیِّدِنَا مُحَمَّدٍ عَبْدِکَ وَنَبِیِّکَ النَّبِیِّ الْاُمِّیِّ وَاٰلِہٖ وَسَلِّمْ تَسْلِیْماً ط وَّزِدْہُ تَشْرِیْفاً ط وَّاَنْزِلْہُ الْمَنْزِلَ الْمُقَرَّبَ عِنْدَکَ یَوْمَ الْقِیَامَۃِ ط

**‘અલ્લાહુમ્મ સલ્લિ અ–બદન અફઝ–લ સ–લવાતિ–ક અલા સય્યિદિના મુહમ્મદિન અબ્દિ–ક વ નબિય્યિકન નબિય્યિલ ઉમ્મિય્યિ વ આલિહી વ સલ્લિમ તસ્લીમંવ, વ ઝિદહુ તશરીફંવ, વ અન્ઝિલ્હુલ મન્ઝિલલ મુકર્ર–બ ઈન્દ–ક યવમલ કિયામહ.’**

**અમલની રીત અને ફઝીલતઃ**

જો કોઈ કર્ઝદાર માણસ ફુરસદના સમયે એકાગ્રતાપૂર્વક દરરોજ ૧૦૧ (એક સો એક) વખત ઉપર લખેલું દુરૂદ શરીફ પઢીને દુઆ કરશે, તો અલ્લાહ તઆલા ગયબથી એના ફર્ઝની અદાયગીની વ્યવસ્થા કરી આપશે. અત્યંત મુજર્રબ (અનુભવસિદ્ધ) અમલ છે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૧૯, ૨૦, ૨૧]

## (૧૪૧) કર્ઝથી બચવા માટે દુરૂદ શરીફ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی اٰلِہٖ وَبَارِکْ وَسَلِّمْ ط

**‘અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિહી**

વ બારિક વ સલ્લિમ.'

**અમલની રીત અને ફઝીલતઃ**

જે માણસ કદી કર્ઝદાર થવા ન ચાહતો હોય અથવા જો કર્ઝદાર થઈ જાય તો જલદી છુટકારો મેળવવા ચાહતો હોય, તો એણે ઝોહરની નમાઝ પછી ૧૦૦ (એક સો) વખત ઉપરનું દુરૂદ શરીફ પઢીને દુઆ કરવી જોઈએ. અલ્લાહ એને કર્ઝથી બચાવશે અને જો કર્ઝદાર થઈ ગયો હશે તો ગયબથી એના કર્ઝથી અદાયગીનો ઈન્તિઝામ કરી આપશે.

વળી, કોઈ નેઅમતની અવગણના પર આખિરતમાં એની પકડ થશે નહિ. ઈન્શા અલ્લાહ. [સહાયક કિતાબ : ૧, પાનું : ૨૮, ૨૯]

## ગરીબી, મોહતાજી, તંગદસ્તી, મુશકેલી, પરેશાની

### (૧૪૨) ગરીબી, તંગદસ્તી દૂર થવા માટે

ગરીબી અને તંગદસ્તી દૂર થવા માટે દુરૂદે પાકનો ઝિક્ર કરવો ઘણો ફાયદાકારક છે.

જે માણસ ગરીબી, તંગદસ્તીનો શિકાર હોય તેને જોઈએ કે તે દરરોજ ફજરની નમાઝ પછી ૧૦૧ વખત દુરૂદે પાક પઢે. ઈન્શા અલ્લાહુ તઆલા ઘણી જલદી તેને તંગદસ્તીથી છૂટકારો મળી જશે.

ગયબી રીતે એવી મદદ થશે કે તેની માલી પરેશાની ખૂશહાલીમાં બદલાઈ જશે.

તેના ઘરના હાલાત ઠીક થઈ જશે.

માલ અને દૌલતમાં વધારો થશે.

પણ આ મકસદના માટે નિયમિત (સતત) દુરૂદ શરીફનો વિર્દ

કરવું જ પોતાના મકસદને પૂરો કરે છે.

[સહાયક કિતાબ : ૮, પાનું : ૧૧૪]

## (૧૪૩) ગરીબ માણસે ઝકાત, સદકહ, ખયરાતનો બદલ મેળવવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ وَصَلِّ عَلَى الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُسْلِمِيْنَ وَالْمُسْلِمَاتِ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિ-ક વ રસૂલિ-ક વ સલ્લિ અલલ મુઅમિની-ન વલ મુઅમિનાતિ વલ મુસ્લિમી-ન વલ મુસ્લિમાતિ.'**

હુઝૂર પુરનૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના ફરમાન મુજબ જે માણસ પાસે સદકહ-ખયરાત માટે કંઈ પણ ન હોય તે માણસ ઉપર લખેલું દુરૂદ શરીફ પઢયા કરે. આ તેના માટે ઝકાત-ખયરાતનો બદલ છે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૩૩]

## (૧૪૪) મોહતાજીથી બચવા માટે

صَلَّى اللّٰهُ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّاٰلِهٖ وَسَلَّمْ ط

**'સલ્લલ્લાહુ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ આલિહી વ સલ્લિમ.'**

**<u>અમલની રીત અને ફઝીલતઃ</u>**

ઉપર લખેલું દુરૂદ શરીફ પઢવામાં ઘણું નાનું છે અને સવાબમાં ખૂબ વધારે છે.

જે માણસ દરરોજ ૫૦૦ (પાંચ સો) વખત એ દુરૂદ શરીફને પઢયા કરશે તે કદાપી મોહતાજ ન રહેશે.

[સહાયક કિતાબ : ૯, પાનું : ૧૭]

**બીજો અમલ**

મોહતાજીથી અને તંગદસ્તીથી બચવા માટે અમલ નંબર : ૧૨૬ માં લખેલું દુરૂદ શરીફ અને અમલ પણ અકસીર છે.

## ૧૪૫ બધી પરેશાનીઓથી છૂટકારા માટે

اَللّٰهُمَّ صَلِّ صَلٰوةً كَامِلَةً وَّسَلِّمْ سَلَاماً تَآمًّا عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ تَنْحَلُّ بِهِ الْعُقَدُ وَتَنْفَرِجُ بِهِ الْكُرَبُ وَتُقْضٰى بِهِ الْحَوَائِجُ وَتُنَالُ بِهِ الرَّغَائِبُ وَحُسْنُ الْخَوَاتِمِ وَيُسْتَسْقَى الْغَمَامُ بِوَجْهِهِ الْكَرِيْمِ وَعَلٰى اٰلِهٖ وَصَحْبِهٖ فِيْ كُلِّ لَمْحَةٍ وَّنَفَسٍ بِعَدَدِ كُلِّ مَعْلُوْمٍ لَّكَ ط

**‘અલ્લાહુમ્મ સલ્લિ સલાતન કામિ–લતંવ વ સલ્લિમ સલામન તામ્મન અલા સય્યિદિના મુહમ્મદિન તનહલ્લુ બિહિલ ઉ–કદુ વ તન–ફરિજુ બિહિલ કુ–રબુ વ તુકઝા બિહિલ હવાઈજુ વ તુનાલુ બિહિર્રગાઈબુ વ હુસનુલ ખવાતિમિ વ યુસતસકલ ગમામુ બિ વજહિહિલ કરીમિ વ અલા આલિહી વ સહબિહી ફી કુલ્લિ લમ–હતિંવ વ નફસિમ બિ અ–દદિ કુલ્લિ મઅલૂમિલ લક.’**

**અમલની રીત અને ફઝીલતઃ**

મગરિબ (યૂરોપ)ના ઉલમાઓ ઉપર લખેલા દુરૂદ શરીફને દુરૂદે નારિય્યહ કહે છે કારણ કે ‘નાર’ અરબી ભાષામાં ‘આગ’ને કહે છે.

આ દુરૂદ શરીફ કોઈ મકસદમાં કામિયાબી મેળવવા અથવા કોઈ ભય–ખતરો દૂર કરવા એક જ બેઠકમાં ૪૪૪૪ (ચાર હઝાર ચાર સો ચુમ્માલીસ) વખત પઢવામાં આવે તો મકસદ હાસિલ થવા માટે એની તાષીર આગની જેમ છે. એટલા જ માટે અહલે અસરાર (અમલિય્યાતના ભેદોના જાણકારો) આ દુરૂદ શરીફને 'મિફતાહુલ કંઝિલ મુહીત લિનયલિ મુરાદિલ આબિદ' (બંદાઓની મુરાદ પ્રાપ્તિના ખઝાનાની ચાવી) પણ કહે છે.

હઝરત અલ્લામહ કુર્તુબી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

"જે માણસ ઉપર લખેલું દુરૂદ શરીફ દરરોજ ૪૧ (એકતાલીસ) વખત અથવા ૧૦૦ (એક સો) વખત અથવા એનાથી વધુ પઢતો રહેશે તો :

- અલ્લાહ તઆલા તેનો દરેક રંજ અને ગમ તેમજ તકલીફ અને દર્દને દૂર કરી દેશે અને
- તેનું દરેક કામ સરળતાથી થઈ જશે.
- તેની હાલત સારી અને રોઝી બહોળી થશે.
- ખૈર અને ભલાઈઓના દરવાઝા તેના માટે ખુલી જશે.
- અકસ્માતો અને ભૂખ તથા ફકીરીની યાતનાઓથી અમન રહેશે.
- લોકોના દિલોમાં મુહબ્બત પૈદા થશે અને
- અલ્લાહ તઆલાથી જે માંગશે તે મેળવશે."

હઝરત શયખ મુહમ્મદ તુનિસી રહિમહુલ્લાહુ ફરમાવે છે કે :

"જે માણસ આ દુરૂદ શરીફને દરરોજ ૧૧ (અગિયાર) વખત પઢશે તો જાણે રોઝી તેના માટે આસમાનથી વરસી રહી હોય અને જમીનથી ઊગી રહી હોય (એવી બહોળી મળશે)."

હઝરત ઈમામ દીનોરી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

- "આ દુરૂદ શરીફને દરરોજ ૧૧ (અગિયાર) વખત પઢવાથી ઉચ્ચ મર્તબાઓ અને ઈસ્તિગનાની દૌલત પ્રાપ્ત થશે.
- 'કશ્ફે અસરાર' (ભેદોના ઉકેલ) માટે ૩૧૩ (ત્રણ સો તેર) વખત આ દુરૂદ શરીફ પઢશે તો મુરાદથી વધુ જોશે.
- આ દુરૂદ શરીફને દરરોજ ૧૦૦ (એક સો) વખત પઢવાથી મકસદમાં સફળતા મેળવશે."

હાફિઝ ઈબ્ને હજર અસકલાની (રહ.)એ ૪૪૪૪ (ચાર હઝાર ચારસો ચુમ્માલીસ)ની સંખ્યાની ખાસિયત લખી છે અને ફરમાવ્યું છે કે :

**'ઈક્સિર ફી સ-બ-બિત્તાષીર'**

[સચોટ તાષીર થવા માટે ૪૪૪૪ (ચાર હઝાર ચારસો ચુમ્માલીસ) વખત પઢવામાં આવે છે.]

એટલે ખાસ જરૂરતના ટાણે આ દુરૂદ શરીફને આ સંખ્યામાં જ પઢવું જોઈએ. [સહાયક કિતાબ : ૯, પાનું : ૭૨ થી ૭૫]

## (૧૪૬) મુશ્કેલીઓ દૂર થવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ كَمَا هُوَ اَهْلُهٗ وَمُسْتَحِقُّهٗ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન કમા હુ-વ અહલુહૂ વ મુસ્તહિક્કુહ'**

**અમલની રીત અને ફઝીલત:**

જે માણસ મુશ્કિલીમાં હોય તે એકાંતમાં બાવુઝૂ (વુઝૂ સહિત) :

- ૧૦૦૦ (એક હઝાર) વખત ઉપર લખેલું દુરૂદ શરીફ પઢે.
- અને ૧૦૦૦ (એક હઝાર) વખત કલિમએ તય્યિબહ પઢી

દિલથી દુઆ કરે તો ઈન્શા અલ્લાહુ તઆલા મુશ્કિલાત દૂર થશે.

[સહાયક કિતાબ : ૯, પાનું : ૨૮]

## રોઝી, માલ, દૌલત, બરકત, તરક્કી, બેકારી

### (૧૪૭) રોઝીમાં અને માલમાં બરકત માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ وَصَلِّ عَلَى الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُسْلِمِيْنَ وَالْمُسْلِمَاتِ.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિ-ક વ રસૂલિ-ક વ સલ્લિ અલલ મુઅમિની-ન વલ મુઅમિનાતિ વલ મુસ્લિમી-ન વલ મુસ્લિમાત.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

જે માણસ એ ચાહતો હોય કે એના માલમાં વધારો થાય તે ઉપર લખેલું દુરૂદ શરીફ પઢ્યા કરે. [સહાયક કિતાબ : ૯, પાનું : ૯]

### (૧૪૮) બેકારી દૂર થવા અને હલાલ રોઝી મેળવવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ ط وَهَبْ لَنَا اَللّٰهُمَّ مِنْ رِّزْقِكَ الْحَلَالِ الطَّيِّبِ الْمُبَارَكِ مَا تَصُوْنُ بِهٖ وُجُوْهَنَا عَنِ التَّعَرُّضِ اِلٰٓى اَحَدٍ مِّنْ خَلْقِكَ ط وَاجْعَلْ لَّنَا اَللّٰهُمَّ اِلَيْهِ طَرِيْقًا سَهْلًا مِّنْ غَيْرِ تَعَبٍ وَّلَا نَصَبٍ وَّلَامِنَّةٍ وَّلَا تَبِعَةٍ ط وَّجَنِّبْنَا اللّٰهُمَّ الْحَرَامَ حَيْثُ كَانَ وَاَيْنَ كَانَ وَعِنْدَ مَنْ كَانَ وَحُلْ بَيْنَنَا وَبَيْنَ اَهْلِهٖ ط وَاقْبِضْ عَنَّآ اَيْدِيَهُمْ وَاصْرِفْ عَنَّا قُلُوْبَهُمْ ط حَتّٰى لَانَتَقَلَّبَ اِلَّا فِيْمَا يُرْضِيْكَ ط وَلَا

نَسْتَعِيْنُ بِنِعْمَتِکَ اِلَّا عَلٰى مَا تُحِبُّ بِرَحْمَتِکَ

يَآاَرْحَمَ الرَّاحِمِيْنَ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદ. વ હબ લના અલ્લાહુમ્મ મિર્રિઝકિકલ હલાલિત્તય્યિબિલ મુબા–રકિ મા તસૂનુ બિહી વુજૂ–હના અનિત્તઅર્રુદિ ઈલા અ–હદિમ મિન ખલ્કિ–ક. વજઅલ લના અલ્લાહુમ્મ ઈલયહિ તરીકન સહલમ મિન ગયરિ ત–અ–બિંવ વ લા ન–સ–બિંવ વ લા મિન્નતિંવ વ લા તબિઅહ. વ જન્નિબનલ્લાહુમ્મલ હરા–મ હયષુ કા–ન વ અય–ન કા–ન વ ઈન્દ મન કા–ન વ હુલ બય–નના વ બય–ન અહલિહી. વકબિઝ અન્ના અયદિ–યહુમ વસરિફ અન્ના કુલૂ–બહુમ. હત્તા લા ન–તકલ્લ–બ ઈલ્લા ફીમા યુરદી–ક. વ લા નસતઈનુ બિ નિઅ–મતિ–ક ઈલ્લા અલા મા તુહિબ્બુ બિ રહ–મતિ–ક યા અરહમર્રાહિમીન.'**

**<u>અમલની રીત અને ફઝીલતઃ</u>**

જો કોઈ માણસ આર્થિક સંકડામણ–તંગદસ્તી, બેરોજગારી અને ભૂખમરાનો શિકાર હોય અને કોઈ પણ રીતે એનાથી છૂટકારો મેળવવાનો માર્ગ મળતો ન હોય તો :

- દરેક નમાઝ પછી ૭ (સાત) વખત અને
- મગરિબની નમાઝ પછી ૭૧ (એકોતેર) વખત

ઉપરનું દુરૂદ શરીફ પઢીને ખૂબ નમ્રતા અને કાકલૂદીપૂર્વક દુઆ કરશે તો બહુ જલદી હલાલ રોજગાર નસીબ થશે અને પુષ્કળ રોઝી મળતી થઈ જશે.

આ અમલ અત્યંત અનુભવસિદ્ધ અને મુજર્રબ છે.
[સહાયક કિતાબ : ૧, પાનું : ૭૦ થી ૭૪]

## (૧૪૯) ૧૦૦ (એક સો) હાજત પૂરી થવા માટે

اَللّٰهُمَّ صَلِّ وَسِلِّمْ عَلٰى سَيِّدِنَا الْمُقَمِّىْ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَبَارِكْ وَسَلِّمْ ط

**‘અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ અલા સય્યિદિનલ મુકમ્મી સલ્લલ્લાહુ અલયહિ વ અલા આલિહી વ અસહાબિહી વ બારિક વ સલ્લિમ.’**

**અમલની રીત અને ફઝીલતઃ**

ઉપર લખેલા દુરૂદ શરીફને દરરોજ ૧૦૦ (એક સો) વખત પઢનારાની ૧૦૦ (એક સો) જરૂરતો અલ્લાહ તઆલા પૂરી ફરમાવે છે, જેમાં આખિરતની ૭૦ (સિત્તેર) જરૂરતો અને દુનિયાની ૩૦ (ત્રીસ) જરૂરતોનો સમાવેશ થાય છે. [સહાયક કિતાબ : ૪, પાનું : ૪૬]

## (૧૫૦) દરેક જાતની તરક્કી અને બરકત માટે

اَللّٰهُمَّ صَلِّ وَسَلِّمْ عَلٰى سَيِّدِنَا الشَّهِيْدِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَبَارِكْ وَسِلِّمْ ط

**‘અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ અલા સય્યિદિનશ્શહીદિ સલ્લલ્લાહુ અલયહિ વ અલા આલિહી વ અસહાબિહી વ બારિક વ સલ્લિમ.’**

**અમલની રીત અને ફઝીલતઃ**

જો કોઈ માણસ આલ, અવલાદ, માલ અને સામાનમાં બરકત અને તરક્કી ચાહે તો તે ઉપર લખેલું દુરૂદ શરીફ પઢતો રહે. ઈન્શાઅલ્લાહ તરક્કી થશે. [સહાયક કિતાબ : ૪, પાનું : ૧૦]

## (૧૫૧) દરેક જરૂરતના માટે

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰی اٰلِ سَیِّدِنَا مُحَمَّدٍ حَبِیْبِکَ اِنِّیْ مُشْتَاقٌ بِنُوْرِ جَمَالِکَ وَرَسُوْلِکَ ط یَااَللّٰہُ یَااَللّٰہُ یَااَللّٰہُ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિન હબીબિ-ક ઈન્ની મુશ્તાકુન બિ નૂરિ જમાલિ-ક વ રસૂલિ-ક. યા અલ્લાહુ યા અલ્લાહુ યા અલ્લાહ.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

ઝોહરની નમાઝ પછી ઉપર લખેલા દુરૂદ શરીફને પઢવાથી અલ્લાહ તઆલા દરેક પ્રકારની હાજત અને જરૂરતોને પૂરી ફરમાવે છે. [સહાયક કિતાબ : ૪, પાનું : ૧૧]

## (૧૫૨) માલ-દૌલતમાં વધારા માટે

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ عَبْدِکَ وَرَسُوْلِکَ وَعَلَی الْمُؤْمِنِیْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُسْلِمِیْنَ وَالْمُسْلِمَاتِ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિ-ક વ રસૂલિ-ક વ અલલ મુઅમિની-ન વલ મુઅમિનાતિ વલ મુસ્લિમી-ન વલ મુસ્લિમાત.'**

**અમલની રીત અને ફઝીલતઃ (૧)**

માલ–દૌલતમાં બરકત અને વધારાની ઈચ્છા ધરાવનાર વ્યકિત જો ઉપર લખેલા દુરૂદ શરીફને દરેક નમાઝ પછી એકી સંખ્યામાં પઢશે તો ઈન્શા અલ્લાહુ તઆલા માલમાં બરકત પૈદા થશે.
[સહાયક કિતાબ : ૬, પાનું : ૨૧, ૪૯, કિતાબ : ૮, પાનું : ૧૨૦]

**અમલની રીત અને ફઝીલતઃ (૨)**

જે માણસ ઉપર લખેલું દુરૂદ શરીફ લગાતાર (સતત) પઢયા કરશે તે દુન્યવી અસબાબ, માલો–દૌલતથી માલામાલ થશે. ઈન્શાઅલ્લાહ. [સહાયક કિતાબ : ૧૦, પાનું : ૩૨]

## કારોબાર, ધંધો, નોકરી

### (૧૫૩) કારોબાર, ધંધાની પરેશાની દૂર થવા માટે

કારોબાર કરનારી વ્યકિતઓ માટે દરરોજ વુઝૂ સહિત દુરૂદે પાક પઢવું કારોબારની મુશ્કેલીઓને દૂર કરે છે.

આ મકસદના માટે દરરોજ કારોબારના સ્થળે અર્થાત દુકાન, કારખાના વગેરેમાં દાખલ થઈને સવારે સૌથી પહેલાં ૧૧ (અગિયાર) વખત દુરૂદે પાક પઢે અને તે પછી કારોબારના મુઆમલાતની શરૂઆત કરે. આ રીતે કરવાથી કારોબારની તરક્કી થશે અને કારોબારમાં બરકત પૈદા થઈ જશે.

ગયબી રીતે અલ્લાહ તઆલા ગ્રાહક મોકલીને કારોબારની તરક્કી અને ખયરો બરકતનો સામાન ઉત્પન્ન કરશે.
[સહાયક કિતાબ : ૮, પાનું : ૧૧૬]

### (૧૫૪) કારોબારમાં તરક્કી અને માલદાર થવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ وَصَلِّ عَلَى الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُسْلِمِيْنَ وَالْمُسْلِمَاتِ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિ-ક વ રસૂલિ-ક વ સલ્લિ અલલ મુઅમિની-ન વલ મુઅમિનાતિ વલ મુસ્લિમી-ન વલ મુસ્લિમાત.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

જો કોઈ માણસ પોતાના કારોબારમાં તરક્કી તથા માલ-દૌલતમાં વિપુલતા ચાહતો હોય તો પાબંદીથી ફુરસદના સમયે ૩૧૩ (ત્રણ સો તેર) વખત ઉપર લખેલું દુરૂદ શરીફ પઢીને દુઆ કરે, તો ઈન્શા અલ્લાહ બહુ જલદી માલી ખૂશહાલી (સમૃદ્ધિ) નસીબ થશે અને કારોબારમાં તરક્કી થશે[સહાયક કિતાબ : ૧, પાનું : ૩૭, ૩૮]

## (૧૫૫) નોકરી દરમિયાન ઓફિસની પરેશાની દૂર થવા માટે

નોકરી દરમિયાન જો કોઈ પણ પ્રકારની પરેશાની પેશ આવે તો તેને દૂર કરવા માટે દુરૂદે પાકનો વિર્દ કરવું પરેશાનીઓને દૂર કરે છે.

જો ઓફિસર તેના હાથ નીચે કામ કરનારાઓને વિના કારણે તંગ અને પરેશાન કરતો હોય તો દરરોજ ઓફિસમાં જઈને વુઝૂ સહિત પોતાની જગ્યાએ બેસવા પહેલાં ૨૧ (એકવીસ) વખત દુરૂદ શરીફ પઢીને પોતાના ઉપર દમ કરી લે.

૪૦ (ચાલીસ) દિવસ આ પ્રમાણે અમલ કરવાથી ઓફિસર મહેરબાન થઈ જશે અને ઓફિસની પરેશાનીઓથી છૂટકારો મળશે.

અને ઓફિસનું વાતાવરણ અનુકૂળ થઈ જશે અને જે પણ તંગ કરતો હશે તે ભવિષ્યમાં કયારે પણ તંગ કરશે નહિ.

[સહાયક કિતાબ : ૮, પાનું : ૧૧૫]

## (૧૫૬) ખેતી અને પાકને જંતુઓ અને રોગથી બચાવવા માટે

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ بِعَدَدِ اَوْرَاقِ الْاَشْجَارِ ط وَبِعَدَدِ اَقْطَارِ الْاَمْطَارِ ط وَبِعَدَدِ دَوَآبِّ الْبَرَارِیْ وَالْبِحَارِ ط وَعَلٰی اٰلِہٖ وَصَحْبِہٖ وَسَلِّمْ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિમ બિ અ-દદિ અવરાકિલ અશજાર. વ બિ અ-દદિ અકતારિલ અમતાર. વ બિ અ-દદિ દવાબ્બિલ બરારી વલ બિહાર. વ અલા આલિહી વ સહબિહી વ સલ્લિમ.'**

**અમલની રીત અને ફઝીલત:**

- જો ખેતીનું વાવેતર કરવા પહેલાં ૧૪૧૪ (એક હઝાર ચાર સો ચઊદ) વખત ઉપર લખેલું દુરૂદ શરીફ પઢીને અને પાણી પર દમ કરીને ખેતરમાં છાંટવામાં આવશે, તો ખેતીનો પાક ખેતીને લગતી બીમારીઓથી ઈન્શા અલ્લાહ મહફૂઝ રહેશે.
- ઉપરાંત, દરેક નમાઝ પછી જો ખેડૂત ઉપર લખેલું દુરૂદ શરીફ ૨૧ (એકવીસ) વખત પઢીને દુઆ કરતો રહેશે તો ખેતીમાં ખૂબ બરકત અને તરક્કી થશે. [સહાયક કિતાબ : ૧, પાનું : ૫૦, ૫૧]

## તેરમો વિભાગ



## કોર્ટ, મુકદ્દમા, જેલ



### ૧૫૭ ખોટા મુકદ્દમાથી છૂટવા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَايَبْقٰى مِنْ صَلَوَاتِكَ شَيْءٌ ط وَّبَارِكْ عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَايَبْقٰى مِنْ بَرَكَاتِكَ شَيْءٌ ط وَارْحَمِ النَّبِيِّ مُحَمَّدًا حَتّٰى لَايَبْقٰى مِنْ رَّحْمَتِكَ شَيْءٌ ط وَسَلِّمْ عَلَى النَّبِيِّ مُحَمَّدًا حَتّٰى لَايَبْقٰى مِنْ سَلَامِكَ شَيْءٌ ط

**'અલ્લાહુમ્મ સલ્લિ અલન્નબિય્યિ મુહમ્મદિન હત્તા લા યબકા મિન સ-લ-વાતિ-ક શયઅ. વ બારિક અલન્નબિય્યિ મુહમ્મદિન હત્તા લા યબકા મિમ બ-રકાતિ-ક શયઅ. વર્હમિન્નબિય્યિ મુહમ્મદન હત્તા લા યબકા મિર્રહ-મતિ-ક શયઅ. વ સલ્લિમ અલન્નબિય્યિ મુહમ્મદન હત્તા લા યબકા મિન સલામિ-ક શયઅ.'**

**અમલની રીત અને ફઝીલત:**

બે ગુનાહ અને નિર્દોષ કેદી અને નાહક યા ખોટા મુકદ્દમામાં સપડાયેલો માણસ દરરોજ ફજરની નમાઝ પછી ૩૧૩ (ત્રણ સો તેર) વખત ઉપર લખેલું દુરૂદ શરીફ પઢીને દુઆ કરશે તો અલ્લાહ તઆલા ગયબથી એના બાઈઝઝત છૂટકારાનો ઈન્તિઝામ ફરમાવી દેશે અને મુકદ્દમામાં આશ્ચર્યજનક રીતે કામિયાબી નસીબ થશે.

આ અત્યંત મુજર્રબ (અનુભવસિદ્ધ) અમલ છે.

[સહાયક કિતાબ : ૧, પાનું : ૪૫, ૪૬, ૪૭]

## ૧૫૮ મુકદ્દમામાં કામિયાબી માટે

જાઈઝ ન્યાય મળવા માટે અને મુકદમામાં કામિયાબી હાસિલ કરવા માટે :

- ફજરની નમાઝ પછી ૧૧ (અગિયાર) વખત દુરૂદે પાક પઢો અને પછી મુકદમામાં જાઓ.
- મુકદમાની તારીખે અદાલતની તરફ જતી વખતે દિલમાં દુરૂદે પાકનો વિર્દ કરતા રહો.
- ન્યાયધિશની પાસે હાજરીના સમયે પણ દિલમાં દુરૂદે પાકનો વઝીફો ચાલુ રાખો.

ઈન્શા અલ્લાહુ તઆલા ન્યાય મળવામાં કામિયાબી થશે અને ફેસલો આ વઝીફો પઢનારની તરફદારીમાં થશે.

દુરૂદે પાકને પઢતા રહેવાથી ન્યાયધિશના તરફથી અન્યાય અને ખોટો ચુકાદો આપવાનો ભય પણ દૂર થઈ જશે.

[સહાયક કિતાબ : ૮, પાનું : ૧૧૫]

## ૧૫૯ ખોટા આરોપથી છૂટકારા માટે

- જો કોઈ માણસ પર કોઈ ખોટો આરોપ લાગી જાય,
- તેમાંથી કોઈ પણ છૂટકારાનો માર્ગ મળતો ન હોય,
- દરેક માણસ તેને આરોપી સમજી રહ્યો હોય,

તો તે પરેશાનીથી છૂટકારો મેળવવા માટે

- ફજરની નમાઝ પછી તે જ જગ્યાએ વુઝૂ સહિત બેસીને ૧૧૧ (એક

સો અગિયાર) વખત દુરૂદે પાક પઢીને અલ્લાહ પાસે દુઆ માંગે,

ઈન્શાઅલ્લાહુ તઆલા ૧૧ (અગિયાર) દિવસોમાં જ હેતુલક્ષી મકસદ હાસિલ થશે અને ખોટા આરોપથી છૂટકારો મળી જશે. ખોટો આરોપ લગાડનાર શરમિંદહ અને બેઈઝઝત થશે. જેના પર આરોપ લાગ્યો હશે તેની ઈઝઝતમાં વધારો થઈ જશે અને તેની પરેશાની અને મુશ્કિલ દૂર થઈ જશે.

નિય્યતની નિખાલસતાની સાથે દુરૂદે પાકનો વિર્દ કરવાથી પ્રથમ ત્રણ દિવસોમાં જ સારું પરિણામ નીકળી આવે છે.

[સહાયક કિતાબ : ૮, પાનું : ૧૧૬]

## ૧૬૦ ખોટા મુકદ્દમાથી છૂટવા માટે

જો કોઈ માણસ પર કોઈ ખોટો અને નાજાઈઝ મુકદમો બની ગયો હોય તો તેને જોઈએ કે જે દિવસે મુકદમાની તારીખ હોય તે દિવસે તહજજુદની નમાઝ અદા કરવા પછી ૭૦૦ (સાત સો) વખત દુરૂદે પાકનો વિર્દ કરે અને તે પછી દુઆ માંગે. અને તે પછી મુકદમાની તારીખ પર હાજર થાય. ઈન્શા અલ્લાહુ તઆલા ખોટા મુકદમાથી જલદી છૂટકારો મળશે. [સહાયક કિતાબ : ૮, પાનું : ૧૨૧]

## ૧૬૧ ગેર હાજર પક્ષકારને હાજર કરવા માટે અને મુકદ્દમામાં કામિયાબી માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ نِ النَّبِيِّ الْاُمِّيِّ عَدَدَ مَاعَلِمْتَ وَزِنَةَ مَاعَلِمْتَ وَمِلْأَ مَاعَلِمْتَ ط يَا مُصَوِّرُ ط

'અલ્લાહુમ્મ સલ્લિ અલા સચ્યિદિના મુહમ્મદિનિન્નબિયિયલ ઉમ્મિય્યિ અ-દ-દ મા

**અલિમ-ત વ ઝિ-ન-ત મા અલિમ-ત વ મિલ-અ મા અલિમ-ત. યા મુસવ્વિર.'**

**અમલની રીત અને ફઝીલતઃ**

જો કોઈ માણસે ગેર હાજર પક્ષકારને હાજર કરવું હોય,
સખત પરેશાનીને દૂર કરવી હોય અને
મુકદમામાં કામિયાબી મેળવવી હોય

તો તે ૧૧ (અગિયાર) વખત ઉપર લખેલું દુરૂદ શરીફ પઢે.

ઈન્શા અલ્લાહ કામિયાબી હાસિલ થશે.

[સહાયક કિતાબ : ૪, પાનું : ૪૧]

## દુરૂદ ઉસ પર

**દુરૂદ ઉસ પર કે જિનકા નામ**
**તસ્કીને દિલો જાં હય :**
**દુરૂદ ઉસ પર કે જિસકે ખુલ્કકી**
**તફસીર કુરઆં હય .**

## બન્ને જહાનની કામિયાબીનો બેહતરીન તરીકો

**દોનોં જહાં કી કામિયાબી**
**ગર તુઝે દરકાર હય.**
**થામ લે દામન તૂ ઉન કા**
**જિનકા મુહમ્મદ નામ હય.**

**(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)**

# 'આપની સમસ્યાઓના ઉકેલ' માટે અમારી બીજી મહત્ત્વની અને મકબૂલ કિતાબો

## [1]

## 'આપની સમસ્યાઓનો ઉકેલ કુરઆન શરીફમાં'

- ૩૦૦ (ત્રણસો) પાનાની આ દળદાર કિતાબમાં ૮૪૨ (આઠસો બેતાલીસ) અમલોનું સંકલન અને સંપાદન કરવામાં આવ્યું છે.
- એ ૮૪૨ અમલોનું ૧૭ (સત્તર) અલગ વિભાગોમાં વર્ગીકરણ કરવામાં આવ્યું હોવાથી સામાન્ય વાચક પણ આસાનીથી પોતાની સમસ્યાઓનો ઉકેલ શોધીને તેના પર અમલ કરી શકે છે.
- તમામ સમસ્યાઓના ઉકેલ એમાં કુરઆન શરીફની આયતો અને સૂરતોથી લખવામાં આવ્યા છે.
- હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિ હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિ હઝરત મૌલાના સય્યિદ મુહમ્મદ અનવર શાહ કશમીરી રહિમહુલ્લાહ ...વગેરે જેવા મહાન બુઝુર્ગો અને પ્રખર આલિમોની ૪૦ (ચાલીસ) કિતાબોમાંથી આ સમસ્યાઓનું સંકલન કરવામાં આવ્યું છે.
- દરેક સમસ્યાના અંતમાં એ કિતાબોના હવાલા અને પાના નંબર આપ્યા છે.
- એમાં લખેલા અમલો સચોટ અને અનુભવસિદ્ધ છે.
- કુરઆન શરીફની આયતોની યાદી પણ ગુજરાતી મૂળાક્ષરોના ક્રમ પ્રમાણે આપી છે.
- ટૂંકમાં ઘર બેઠાં આમિલની ગરજ સારે તેવી આ કિતાબ આપે હજુ સુધી વસાવી ન હોય તો આજે જ વસાવો અને એનાથી ભરપૂર ફાયદાઓ હાસિલ કરો.

[2]

## ‘આપની સમસ્યાઓનો ઉકેલ અસ્માઉલ હુસ્નામાં’

- આ કિતાબમાં ૪૬૮ (ચારસો અડસઠ) સમસ્યાઓનું આધારભૂત કિતાબોમાંથી સંકલન અને સંપાદન કરવામાં આવ્યું છે.
- તમામ સમસ્યાઓના ઉકેલ ‘અસ્માઉલ હુસ્ના’ (અલ્લાહ તઆલાના મુબારક નામો)થી બતાવવામાં આવ્યા છે.
- એ ૪૬૮ (ચારસો અડસઠ) અમલોનું ૭ (સાત) અલગ વિભાગોમાં વર્ગીકરણ કરવામાં આવ્યું હોવાથી સામાન્ય વાચક પણ આસાનીથી પોતાની સમસ્યાનો ઉકેલ શોધીને તેના પર અમલ કરી શકે છે.
- અસ્માઉલ હુસ્નાના અમલો ખૂબ જ આસાન અને સહેલા હોવાથી ઓરતો પણ સરળતાથી એના પર અમલ કરી શકે છે.
- કોઈ આમિલ કે આલિમને પૂછવા વગર દરેક વ્યકિત આસાનીથી આ અમલોને સમજી શકે છે અને અમલ કરી શકે છે.
- આ કિતાબને ભારે લોકચાહના મળી છે.
- કેટલાયે લોકોના કેટલાયે મુશકેલ કામો એનાથી હલ થયાની વાતો લોકો રૂબરૂ અને ફોન પર જણાવે છે.
- એની બેહદ લોકપ્રિયતા અને ઉપયોગિતાના કારણે અનેક લોકોએ, અનેક પ્રકાશકોએ આ કિતાબને અનેક વખત છપાવીને પ્રગટ કરી છે.
- આજ સુધી એની સૂરતથી ૨૧ (એકવીસ) અને અમદાવાદથી ૧૨ (બાર) મળી કુલ ૩૩(તેંત્રીસ) આવૃત્તિઓ છપાઈ ગઈ છે અને ઈન્શાઅલ્લાહ ભવિષ્યમાં પણ છપાતી રહેશે.
- આ ઉપયોગી કિતાબ આપે વસાવી ન હોય તો આજે જ વસાવી લો.



# [3]

## आपकी परेशानीयोंका हल ‘अस्माउल हुस्नामें’

- ગુજરાતી કિતાબનો આ હિન્દી અનુવાદ છે.
- ગુજરાતી ભાષા ફકત ગુજરાત રાજયના લોકોની ભાષા હોવાથી મર્યાદિત લોકો જ એનો લાભ લઈ શકે છે.
- હિન્દી ભાષા ભારતના અનેક રાજયોમાં બોલાતી, લખાતી અને વંચાતી હોવાથી આ કિતાબનો ફાયદો ખૂબ મોટો સમૂદાય લઈ શકશે. ઈન્શા અલ્લાહ.

# [4]

## Aapki Pareshaanio kaa Hal ASMAAUL HUSNAA ME

- આ કિતાબની લિપી અંગ્રેજી છે પરંતુ એની ભાષા ઉર્દૂ છે.
- એટલે આ કિતાબ અંગ્રેજી લિપ્યંતર છે; અંગ્રેજી ભાષાંતર નથી.
- ભારત, ઈંગ્લેન્ડ, અમેરિકા, કેનેડા વગેરે દેશોમાં અંગ્રેજી માધ્યમમાં ભણેલા લોકો અંગ્રેજી લિપી સિવાય બીજી ભાષાના લખાણો વાંચી–લખી શકતા નથી, પરંતુ માતૃભાષા તરીકે ઉર્દૂ ભાષા સાંભળીને અથવા અંગ્રેજી લિપીમાં વાંચીને સમજી શકે છે.
- એ બધાં અસ્માઉલ હુસ્નાના કીમતી અમલોનો લાભ લઈ શકે તે માટે આ અંગ્રેજી લિપ્યંતર(Transliteration)પ્રગટ કરવામાં આવ્યું છે.

# [5]

## آپ کی پریشانیوں کا حل ’اَسْمَآءُ الْحُسْنٰی‘ میں

- ગુજરાતી કિતાબનો આ ઉર્દૂ અનુવાદ છે.
- એની લિપી અને ભાષા બન્ને ઉર્દૂ છે.
- ઉર્દૂ મદ્રસાઓ અને ઉર્દૂ માધ્યમની શાળાઓમાં ભણેલા લોકો પણ અસ્માઉલ હુસ્નાના અમલોથી લાભ લઈ શકે તે માટે આ ઉર્દૂ અનુવાદ પ્રગટ કર્યો છે.
- કોઈ પણ ભાષા વાંચી શકતા મુસલમાનો આ કીમતી અમલોના લાભથી મહરૂમ ન રહી જાય એવી અમારી તમન્ના છે.

## ઈન્શા અલ્લાહ હવે પછી પ્રગટ થનારી કિતાબો

### [6]

**'આપની સમસ્યાઓનો ઉકેલ હદીષ શરીફમાં'**

આ કિતાબમાં સમસ્યાઓ અને તેના ઉકેલ હદીષે નબવી શરીફથી અને ઝિયારતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી લખવામાં આવ્યા છે.

### [7]

**'આપની સમસ્યાઓનો ઉકેલ બુઝુર્ગોના અમલો અને વાણીમાં'**

બુઝુર્ગોએ પોતે કરેલા અને લોકોને બતાવેલા અનુભવસિદ્ધ અમલોનું આ કિતાબમાં સંકલન કરવામાં આવ્યું છે.

**ગુઝારિશ :**

- અલ્લાહ તઆલા આ કિતાબોને જલદી પ્રગટ કરાવી દે એવી દુઆ કરવા વાચકોથી નમ્ર ગુઝારિશ છે.
- અમારી કિતાબોમાં બતાવેલા અમલોથી થયેલા ફાયદાઓના બનાવો વાચકો લખી મોકલશે તો ઈન્શા અલ્લાહ અમે તે બનાવોને નવી આવૃત્તિઓમાં શામિલ કરવા કોશિશ કરીશું.